શ્રી સરસ્વત્યૈ નમઃ

ૐ

# ભક્તરાજ પ્રહ્‌લાદ

— :યાને :—

## પ્રભુના નામ પર !

શ્રી

[શ્રીમદ્ ભાગવત માંહેની એક ભક્તિરસપ્રધાન્ય ધાર્મિક વસ્તુ.]

પ્રયોજકઃ—શ્રી "પુષ્પ"
વાડીફળીઆ પાંચોથીઆશેરી–સુરત.



મૂક્યો પ્રભુની ભક્તિનો મુખમાં મિષ્ટ પ્રસાદ,
ઝૂક્યો પ્રભુના નામ પર ! પરમ ભક્ત પ્રહ્‌લાદ.

પ્રકાશકઃ—જદુલાલ નારણદાસ.
બુકસેલર અને પબ્લીશર
નડિયાદ.

આવૃત્તિ ૧ લી ] ઇ. સ. ૧૯૨૭ [ પ્રત ૨૦૦૦

મૂલ્ય રૂ. ૦–૧૨–૦

૧૩૭૩૫

કોપીરાઇટ-રાંચાડ

# વિષયાનુક્રમ.

| પુષ્પ:-સંખ્યા. | | વિષય. |
|---|---|---|
| (૧) | ... | ... "એમાંથી એક." |
| (૨) | ... | ... "લક્ષ્મીનો ભક્ત." |
| (૩) | ... | ... "રાગ અને ત્યાગ." |
| (૪) | ... | ... "ભગવાનનો ભક્ત." |
| (૫) | ... | ... "પતિ! પ્રેમ! કે પૈસો!" |
| (૬) | ... | ... "ઘડીના છઠ્ઠા ભાગમાં." |
| (૭) | ... | ... "હાર – જીત." |
| (૮) | ... | ... "હિરણ્યાક્ષ વધ." |
| (૯) | ... | ... "ઇશ્વરની અવજ્ઞા." |
| (૧૦) | ... | ... "છઠ્ઠીના લેખ." |
| (૧૧) | ... | ... "આત્મજ્ઞાન." |
| (૧૨) | ... | ... "બહુ કરે તે થોડાને માટે." |
| (૧૩) | ... | ... "આત્મા અને પરમાત્મા." |
| (૧૪) | ... | ... "અક્ષરજ્ઞાન કે ઇશ્વરજ્ઞાન ?" |
| (૧૫) | ... | ... "પ્રભુના નામ પર !" |
| (૧૬) | ... | ... "સત્યાગ્રહ." |
| (૧૭) | ... | ... "ઇશ્વર ક્યાં છે ?" |
| (૧૮) | ... | ... "ઇશ્વર ક્યાં નથી ?" |
| (૧૯) | ... | ... "ઇશ્વર છે." |

ઉમરેઠ બટવાડી પોળને નાકે આવેલા સરસ્વતી પ્રીં. પ્રેસમાં રતીલાલ બાળકૃષ્ણ ત્રીવેદીએ છાપ્યું, અને બુકસેલર જદુલાલ નારણદાસે સ્વામીનારાયણ મંદીર પાસે નડીઆદમાંથી પ્રકટ કર્યું.

# પ્રસ્તાવના

ભગવતી શારદાના પૂજનથાળમાં આ મ્હારૂં એકત્રીસમું પુષ્પ, જેની પરિમલ ધાર્મિક તેમજ ઐતિહાસિક છે, એટલુંજ નહી પરન્તુ જેની વસ્તુ પણ લોકમાન્ય એવા હિંદુઓના પવિત્ર પૂજ્ય ધર્મગ્રંથ શ્રીમદ્ ભાગવતમાંથી લેવામાં આવી છે.

રાણી શ્યામલતા તથા ઢુંઢાના નામો ભક્ત પ્રહ્લાદ નામક હિન્દી નાટકમાંથી લેવામાં આવ્યા છે, જ્યારે ગુજરાતી ભાગવતમાં ઢુંઢાને માટે હોલિકા અને હિંદી ભાગવતમાં સિંહીકા નામ યોજાયાં છે.

જમાના તથા લોકરૂચિને અનુસરીને, કેવળ કડવું ઔષધ પીનારાને અભાવે, આ ધાર્મિક ઐતિહાસિક વસ્તુમાં કેટલુંક મિષ્ટ મિશ્રણ અર્થાત્ કાલ્પનિક પ્રસંગો ભેળવામાં આવ્યાં છે, પરન્તુ એથી દવાનો મૂળ ગુણ માર્યો ન જાય, એ સાવચેતી પ્રથમ રાખીનેજ.

શ્રીમદ્ભાગવતમાં હિરણ્યકશ્યપની બ્હેન હોલિકા પ્રહ્લાદને બાળી નાખવા અમરચુંદડી લઇ ચિતામાં ચઢે છે, એ પ્રસંગ નથી, છતાંય લોકવિખ્યાત હોવાથી આમાં યોજ્યો છે. તદુપરાંત લક્ષ્મીનો ભક્ત, ભગવાનનો ભક્ત, તથા ગોરા કુંભારનો પ્રસંગ આદિ તમામ વિષયો પણ કેવળ કંઇક ભક્તિપ્રભાવ, રસમયતા, અને આકર્ષણ પૂરતાંજ કલ્પના શક્તિમાંથી ઘડી ઉમેર્યાં છે. છતાં એને લઇને મૂળ વસ્તુના ઉદ્દેશ ભક્તિમાર્ગને કશીય કાળાશ નથી આવી શકી, બલ્કે એમાં ઔર ઉજવળતા આવી છે, એ તો નિઃસંશય !

પ્રભો ! પ્રયોજક તેમજ આ નવીન પ્રકાશક બંધુનો ઉત્સાહ, પ્રેમ, તથા સંબંધ હમેશને માટે કાયમ રાખે, એટલુંજ નહી, બલ્કે દિન પર દિન દ્રઢીભૂત નિર્મળ અને ગાઢ બનાવે એજ એક માત્ર અભ્યર્થના !

સંવત ૧૯૮૩ આષાડી પૂર્ણિમા.

ભવદીય
સાહિત્યપ્રેમી, "પુષ્પ."
ગમનલાલ હીરાલાલ બદામી

વાડીફળીઆ
પગથીઆ શેરી,
સુરત.

# જન્મ–ઇતિહાસ.

શ્રીમદ્ ભાગવતના ત્રીજા અને સાતમા સ્કંધમાં વર્ણવાયલી આ ધાર્મિક કથા પ્રથમ વેદવ્યાસે શુક મુનિને કહી, અને શુકદેવજીએ તે પછી ધર્મરાજ યુધિષ્ઠિરને કહી સંભળાવી.

હિરણ્યકશ્યપ જેવા રાક્ષસને પેટે પ્રહ્લાદ જેવો પ્રભુભક્ત પુત્ર કેમ જન્મ્યો ? એ શંકાનું સમાધાન કાવ્યદોહન ભા. ૧ લાના પૃષ્ટ ૫૪૯–૫૪ તથા શ્રીમદ્‌ભાગવતના (ગુજરાતી પ્રેસના) પૃષ્ટ ૪૩૩ ઉપર એ રીતે કરેલું છે, કે......

જ્યારે ભાઇ હિરણ્યાક્ષના વધનું વેર લેવા હિરણ્યકશ્યપ મંદરાચળ પર્વત ઉપર તપ કરવા ગયો, ત્યારે તેની ગેરહાજરીમાં દેવોની મદદથી સ્વર્ગાધિપતિ ઇંદ્રે આવી અસુરોનો નાશ કર્યો, એમાં હિરણ્યકશ્યપની રાણી શ્યામલતા પકડાઇ ગઇ. એ ગર્ભવતી હોવાથી ઇંદ્ર એનો વધ કરવા જતો હતો, ત્યાં ત્રિકાળ જ્ઞાની નારદમુનિએ આવી તેને તેમ કરતાં અટકાવી કહ્યું, કે "હે સુરપતિ! તું એના ગર્ભથી ગભરાઇશ મા. એ અવતારી પુરૂષ પ્રભુનો પરમ ભક્ત થનાર છે, એટલુંજ નહી, પરન્તુ એજ પોતાના પિતાના મૃત્યુનું, અને તમારા સંકટ–નિવારણનું કારણ થઇ પડશે."

એટલું કહી નારદ મુની શ્યામલતાને પોતાના આશ્રમમાં લઇ ગયા, અને પુત્રી પેઠે એને રાખી. એ ઋષિ આશ્રમમાં ગર્ભમાં રહ્યાં રહ્યાં પ્રહ્લાદે બ્રહ્મજ્ઞાન અને વિદ્યા મેળવ્યાં, અને એ જન્મસંસ્કારને લઇનેજ એ પ્રભુભક્ત બન્યો.

એ પ્રભુભક્ત પ્રહ્લાદ કોણ ? તથા મૃત્યુલોકમાં એણે શા માટે જન્મ ધારણ કર્યો ? એ અનુસંધાન પ્રથમ પુષ્પથી કરવામાં આવ્યું છે. અસ્તુ !

૧૪–૭–૨૭ ]  પ્રયોજક:–"પુષ્પ."  [ સુરત.

# ભકતરાજ પ્રહ્‌લાદ

—:: યાને ::—

## “ પ્રભુના નામ પર ! ”

પ્રયોજક:-શ્રી. “ પુષ્પ ”

## પુષ્પ:-૧ લું.

“ એમાંથી એક ”



કોણ કહે છે, કે “ કેવળ મૃત્યુલોકના મનુષ્યોજ ભૂલે છે? વળી ભૂલ વગરના મનુષ્યને પછી મનુષ્યજ કોણ કહે? માટેજ જીવનની મ્હોટામાં મ્હોટી ભૂલમાં ઉન્નતિ અને ઉદ્ધારના આછાં ભણકારા, સ્વપ્નાં, અને પ્રતિબિંબો કલ્પાય છે-ઉલ્લેખાય છે. પડે એજ કરોળીઓ અંતે ચઢે, એમ ભૂલે એજ જીવન જીવતાં જાણે, મનુષ્યજીવનનો હેતુ સમજે, સમજતાં શીખે!

એવી એક ભૂલ આજ જય-વિજયથી જાણે-અજાણ્યે થઇ ગઇ. બંને બાંધવો ત્રિભુવનપતિના દાસ હોઇ દ્વારપાળનું કામ કરતા હતા. આજ એકાએક બ્રહ્માના પુત્રો સનત્ કુમારો ત્રિભુવનમાં ફરતાં ફરતાં દૈવેચ્છાથી આ વિષ્ણુલોકને વિષે આવી ચઢયાં. મરિચિ ઇત્યાદિ ઋષિમુનિયોથી પણ પ્રથમ જન્મ ધારણ કર્યો હતો, તેમ છતાં આ કુમારો પાંચ-પાંચ સાત-સાત માસના ન્હાનકડાં બાળક જેવડાં દેખાતાં હતાં. તેમાંય વળી તેઓ નગ્ન હાલતમાંજ હરેક જગ્યાએ હરતાફરતા હતા. પ્રભુના પાર્ષદોએ અજાણપણામાં એમને બાળકો ધારીને અંદર જતાં અટકાવ્યાં.

જો કે ભૂલ ન્હાનકડી હતી, તેમજ જાણીજોઇને અગર કોઇ ખાસ ઇરાદાપૂર્વક પણ ન્હોતી કરવામાં આવી, તેમ છતાં દિવ્યજ્ઞાન ધરાવતા હોવા છતાં પોતાને તેઓ ન ઓળખી શક્યાં, અને આમ બેધ્યાનપણામાં અપમાન કર્યું. એથી ક્રોધાયમાન થઇ એ સનકાદિક કુમારોએ એ બંને દ્વારપાળોને એવો શાપ આપ્યો, કે "હે પાર્ષદો ! તમોગુણ તથા રજોગુણથી રહિત એવા શ્રી હરિના ચરણ-કમળમાં વાસ કરવાને માટે તમે યોગ્ય નથી. તો એ યોગ્યતા મેળવવાને માટે આ જ્ઞાન ભક્તિની દેવાંશી દેહ છોડી અજ્ઞાન અને મહાપાપથી ભરપૂર એવી આસુરી યોનીમાં અવતાર ધારણ કરો." આવો ભયંકર શાપ આપી પ્રભુદર્શન કરી એ સનકાદિક કુમારો ત્યાંથી ચાલ્યા ગયા.

ભૂલ ન્હાની અને નજીવી ! જ્યારે જેની શિક્ષા ભયંકર ભયંકર ! બાપડાં જય વિજય તો આ મહા અભિશાપ સાંભળતાંજ ગળગળાં થઇ ગયાં. વિષ્ણુ ભગવાનના ચરણ-કમળમાં પડી એમણે બહુજ દયામણે સ્વરે વિનંતી કરી, "અજાણ્યામાં થએલ નહી જેવી ભૂલને માટે આવો ભયંકર દંડ ન હોય, પ્રભુ !"

"હું જ્યારે યોગનિદ્રામાં પોઢયો હતો, ત્યારે દ્વારમાં દાખલ થતાં લક્ષ્મીને (કમળારાણીને) તમે બંને જણાઓએ અટકાવી હતી, ત્યારે તેણે ગુસ્સે થઇને તમને "બ્રાહ્મણ તમને શાપ દેશે." એમ સૂચવ્યું હતું, એ વાત યાદ કરો. આ એનુંજ ફળ છે."

"પરન્તુ પ્રભુ ! એ તો આપની નિદ્રામાં ખલેલ ન પડે, એજ હેતુથી...."

"એમાં આમ ડરો છો શું? પ્રભુભકતો ! **જેમ દુઃખ સુખની, નિરાશા આશાની, અસ્ત ઉદયની, અને પડતી ચઢતીની નિશાની છે, તેમ શિક્ષા એ સુધરવાની સીડી છે. ભયનો સહવાસ કેળવતાંજ નિર્ભય થવાય. ડૂબાતું જાય, પાણી પીવાતું જાય, એમ કરતાં કરતાંજ પાર પહોંચાય.** હજુ તો તમે સીડીને પ્હેલે પગથીએ પગ મૂકો છો, ત્યાં આટલાં અચકાવ છો કાં?"

"પ્રભુ ! એ સર્વ ખરૂં, તથાપિ શિક્ષા એ સુધારવા માટે છે......નહિ કે..........."

"બસ...અને સુધરવા માટે પ્રથમ સહન કરવાની ટેવ પાડવી જોઇએ."

"પરન્તુ ભૂલ કરતાં તેના દંડનું ત્રાજવું કંઇક વધુ નીચું નમે છે, પ્રભુ !"

"કારણ કે ભૂલ કરનાર મનુષ્ય નહી પણ દેવ છે, બલ્કે એથીય આગળ વધીને શ્રી હરિના ચરણકમળનો નિશદિન નિકટમાં રહી સેવા કરનાર દાસ છે. માટે જય–વિજય ! જાવ....અને જગતને ઉદાહરણ રૂપ થાવ."

"પ્રભુ ! કંઈક પણ અનુગ્રહ કરો. પ્રભુદર્શનનો, પ્રભુસેવાનો પુનઃલાભ અમને કયારે મળશે ?"

દયાળુ દેવ આખરે દ્રવી ગયાં. ક્રોધમાં ને ક્રોધમાં માણસ ન કરવાનું સાહસ કરી બેસે છે. પરંન્તુ પાછળથી ભાન આવતાં તે પસ્તાય છે. સનકાદિક ઋષિઓને પણ ઉભયને માટે લાગી આવ્યું, એટલે એઓ બોલ્યા, "હું તમારી સમક્ષ બે શરતો રજુ કરૂં છું. આપને એ બેમાંથી જે ફાવે, જે ગમે, એનું પાલન કરજો."

"આજ્ઞા પ્રભુ !"

"જો વૈરભાવે ભજશો તો પ્રભુને ત્રણ જન્મે પામશો, જ્યારે ભક્તિભાવે ભજશો તો સાત અવતારે ઉદ્ધાર થશે. "બોલો, બેમાંથી એક......."

"પ્રભો ! એનું કારણ ?"

"સમય આવે આપોઆપ સમજાશે."

"તો ભલે. પ્રભુ ! અમે અમારી પસંદગી કરી લીધી."

"કહો જોઉં ?"

"વ્હેલી તે પ્હેલી."

"તથાસ્તુ."

"પ્રભુ ! હવે મ્હારી એક શંકાનું સમાધાન કરશો ? શું ભૂલની શિક્ષા સહન કરવાનું ન્હાનાનાજ નસીબમાં હોય છે, અને મ્હોટાઓને નહી ?"

"કોણે કહ્યું ? ન્યાય તો નિર્મળ, નિષ્પક્ષપાત અને સર્વ કોઇને માટે સમાનજ છે."

"તો પછી પ્રભુભક્ત થઇ ક્રોધ કરનાર, અને શાપ દેનાર સનકાદિક ઋષિઓને માટે શું ?"

"એમને માટે પણ ઉચિત દંડ નિર્માણ થઇ ચૂકયો છે."

"તે શું પ્રભુ !"

"રામાવતારમાં એ તમારી સાથે (રાવણ–કુંભકર્ણ) વિભિષણ, નૃસિંહાવતારમાં (હિરણ્યાક્ષ–હિરણ્યકશ્યપ)

ભકત પ્રહ્લાદ, અને શ્રી કૃષ્ણાવતારમાં (દંતવક્ત્ર–શિશુપાળ) ભીમકરાજને નામે મૃત્યુલોકમાં અવતાર ધારણ કરશે."

"અને દેવી લક્ષ્મી!"

"મ્હારી સાથે સીતા સ્વરૂપે."

* * *

નિરંજનના નિર્મળ ન્યાયની ખાત્રી થઇ ચુકી. દેવ-દાનવોથી વંદાતા એ બંને પાર્ષદોએ પોતાનો પ્રથમ જન્મ કશ્યપ મુનિના પત્ની દિતિના પેટે ધારણ કર્યો. એમાં મ્હોટાનું નામ હિરણ્યકશિપુ, અને ન્હાનાનું નામ હિરણ્યાક્ષ. અને એ હિરણ્યકશિપુનો પ્રભુભકત પુત્ર તેજ આપણી કથાનો નાયક ભકતરાજ પ્રહ્લાદ!

* એ પ્રહ્લાદ કોણ? સાક્ષાત્ સનકઋષિ પોતે. *



## પુષ્પઃ—૨ જું.

### “ લક્ષ્મીનો ભક્ત. ”




જુઓ, પોબાર. હું તો જીતી, અને તમે હાર્યા. હા....હા....હા....હા....” શેતરંજની રમતમાં પ્રભુને હરાવતાં વિજયવંતા લક્ષ્મી ખડખડાટ હસી પડયા.

“ એમાં શું ? દેવી ! સૃષ્ટિનો એ તો સનાતન ક્રમજ ચાલતો આવ્યો છે. એમાં નવું શું છે ? આ યુગમાં પુરૂષો ઉપર પ્રમદાની જીત સદાનીજ થતી ચાલી આવી છે. એટલે પછી....”

“ જો એમજ છે, તો પછી સાચું કહેજો, કે આજ કાલ સર્વત્ર અમારોજ ભાવ પૂછાય છે, અમારોજ વિજય થાય છે, જ્યારે આપનો, ભક્તિનો તો કોઇ ભાવે પુછતું નથી. કેમ ખરૂંને ? ”

“ દેવી ! કેટલેક અંશે તમારી આ વાત સત્ય છે. છતાં એમાંય પાછો અમુક અપવાદ તો ખરોજ. बहु रत्नानि

વસુંધરા વિશ્વમાં કંઇ કંઇ વીરલ મૂર્તિઓ પડેલી છે, એમાં તમારા ભકત વિશેષ છે, જ્યારે અમારા ભકત ગણ્યાગાંઠયા છે."

"તેય વળી હશે કોક સાધુ–સંન્યાસી, બાકી કોઇ સંસારી જીવ તો..........."

"અહીંજ તમારી ભુલ થાય છે. સંસારમાં રહ્યા છતાં સંન્યસ્ત વ્રત પાળનાર અને તમને ઠોકરે મારનાર મ્હારા કંઈ કંઇ ભકતો પડેલાં છે."

"પરન્તુ એમાં કોઇ અમારી તોલે ન આવે."

"તો ચાલો, ખાત્રી કરીએ."

"ભલે."

"તો લ્યો, પ્હેલાં તમે તમારો ભકત બતાવો. પછી મ્હારો વારો."

"બહુ સારૂ. જુઓ. મૃત્યુલોકમાં પેલા લોભીલાલ નામના વણિકના ઘરમાં મ્હારાં નિત્ય પૂજન થાય છે. તમે ત્યાં જઇ તમારી ભક્તિનો પ્રયોગ અજમાવો."

"આ ચાલ્યો."

* * * *

લક્ષ્મી અને નારાયણ આમ વાતવાતમાં એકમેકના ભકતહૃદયોની પરીક્ષા લેવાનો નિર્ણય કરી બ્હાર પડયા. પ્રભુ પોતે લક્ષાધિપતિ છતાં કંજુસ વણીક લોભીલાલને આંગણે

બ્રાહ્મણનો વેશ લઇ આવી ઉભા, જ્યારે દૂર અદ્રશ્ય સ્વરૂપે રહી લક્ષ્મીજી એમની લીલા હસતાં હસતાં જોઇ રહ્યાં હતાં.

* * *

"શેઠજી! આજ તો એકાદશી છે." બ્રાહ્મણવેશી પ્રભુએ શેઠ સાંભળે એમ બૂમ મારી.

"કોણ છે રે? અલ્યા દમડીદાસ! જો તો." ઓરડામાં બેઠાં બેઠાં ચોપડાઓના પાના ઉથલાવતા, વ્યાજ ગણતા વાણીઆએ એના કુળદીપકને આજ્ઞા કરી. આજ્ઞાધિન પુત્ર સત્વર બ્હાર આવ્યો. બ્રાહ્મણને જોતાંજ તે બાપથી સવાયો બેટો ચાર ઘણે મોટે સાદે બોલ્યો, "શું છે?"

"આજ એકાદશી છે, શેઠજી! કાંઇ ફળાહાર......"

"ભીખ માગીને–હરામનું ખાઇને અલમસ્ત થઇ ફરતાં શરમ નથી આવતી? જા નીકળ, ત્હારા બાપની કાંઇ થમણીબમણી અહીં દાટી છે?"

"પણ શેઠજી! બ્રાહ્મણને આપવું, અને કાશીક્ષેત્રમાં વાવવું, એ બરોબર. બ્રહ્મભોજન જેટલું બીજું એકે પૂણ્ય ન મળે."

"છો....છો....નહી મળે તો, જા અમારે માટે વૈકુંઠેથી વિમાન નહી આવે, અને તું મોટો પૂણ્યાત્મા છે, તે ત્હારે માટે.........."

બંનેની આમ વધતી જતી વાટાઘાટ સાંભળી શોભીલાલ આંખ ઉપર અંધારીઆં ચઢાવી બહાર આવ્યો. "એ શું છે અલ્યા? કયારનો અહીં કોની સાથે માથાઝીક કરે છે?"

"બાપુ! આ કોક રસ્તે જતો બામણો છે, ને...."

"બ્રાહ્મણ છે?"

"હા શેઠજી! બ્રાહ્મણ છું." પ્રભુ બે હાથ જોડી બોલ્યા.

"ઠીક, ત્યારે તો અલ્યા દમડીદાસ! જા એને રસોડામાં લઈ જા. આજ ત્હારી બાની તબીયત નરમ છે, એટલે આ મહારાજ ઠીક કામ લાગશે. કેમ મહારાજ! લાડુબાડુ બનાવી જાણો છોને?"

"ઘણીજ સારી રીતે."

"તો પધારો. આજનો દિવસ આપણે ત્યાં રાંધી નાખો, અને તે બદલ એક ટંકનું ભોજન તમને મળશે."

"ભલે બાપુ."

મહારાજને લઈ દમડીદાસ રસોડામાં ગયો. સીધાસામગ્રી મળતાંજ લાડવા તૈયાર થવા માંડયા. અદ્રશ્ય રહેલાં લક્ષ્મીજીએ પતિની આ લીલા જોઈ. આંખમાં ઠાવકું હસતાં હસતાં તેમણે સોળ શણગારથી સજ્જ એવી એક નવોઢા રૂપસુન્દરીનો વેશ ધારણ કર્યો. પોતાનો કીમતી સરસામાન

એક સેવક પાસે ઉંચકાવી તે હંસ ચાલે ચાલતી એજ લોભીલાલના મકાન પાસે આવી અટકી.

"અહીં કોઇ સારા ખાનદાન માણસને ઉતરવા લાયક ધર્મશાળા છે કે?" આંખના ચપળ ચાળા કરતાં એ સુન્દરતાની દેવીએ લોભીલાલને આ સવાલ કર્યો.

રૂપાની ઘંટડી જેવા ગળામાંથી નીકળેલા એ રણુકદાર સૂરે પાછા ફરતાં લોભીલાલનું મોઢું ફેરવ્યું. એ આડંબર! હુન્નરોનો કીમતી પોશાક! અને આંખલડીના પલકારાએ એના લોભી અને લાલચુ જીગરને જરા વારમાં જીતી-વીંધી લીધું. કેમ જાણે પોતે એની સાથે ગાઢ પરિચય ન ધરાવતો હોય, એમ સ્વાગત કરતો એ નીચે આવી બોલ્યો, "પધારો, પધારો. શ્રીમતીજી! આપ કોણ છો? ક્યાંથી આવો છો? અને અત્રે ધર્મશાળા ઢુંઢવાનું કાંઇ પ્રયોજન?"

"હું માયાવતીના નગરશેઠની ધર્મપત્ની છું. અમે શ્રી દ્વારકાધીશની જાત્રાએ જઇએ છીએ. પરન્તુ આપના નગરમાં મ્હારે મ્હારી એક પ્રિય બાલ્ય સખીને ખાસ મળવાનું હોવાથી, અને હું તમારા નગરથી તદ્દન અજાણી હોવાથીજ ધર્મશાળાની તપાસમાં છું. મ્હારા પતિદેવ તથા દાસદાસીઓના વહાણુ પાછળ આવે છે."

"ઓહોહોહો! ત્યારે તો અમારાં ધન્યભાગ્ય! આપના જેવા શ્રીમાન, સજ્જન અને ખાનદાન માણસનાં પગલાં

અમારે ત્યાં કયાંથી ? ધર્મશાળા શોધવાની કશી જરૂર નથી. આ મકાન આપનુંજ સમજી લ્યો. મ્હારો એક માણસ આપની એ પ્રિય સખીને પત્તો આપતાં હમણા બોલાવી લાવશે, અને આપના પતિદેવ તથા સેવકોને પણ અત્રે સન્માનપૂર્વક લઇ આવશે. અમારી યતકિંચિત મહેમાનગીરી સ્વીકારો."

"તમે બહુ સજ્જન જણાવ છો. આપના મ્હારા પ્રતિના આટલા બધા પ્રેમને અંગે થએલી આપની ઇચ્છાનો હું અનાદર નથી કરી શકતી. ભલે, ચાલો.'

* * *

એક અતિ સુંદર દીવાનખાનામાં એ મોંઘેરા મહેમાનને ઉતારો મળ્યો. લોભીલાલ તો નગરશેઠની કૃપા મેળવવા અધીરો અધીરો થઇ દોડધામ કરવા મંડી પડયો.

"બ્હેન ! આપને કંઇ જોઇતું કરતું હોય તો...."

"હા. જરા એક પ્યાલામાં થોડું ઠંડું....ચોકખું.... પાણી..."

"દમડીદાસ ! પા....ણી." બાપની સત્તાસૂચક બૂમ પાડી.

"લાવ્યો, બાપૂ."

મુખબ્હાર શબ્દ પડતાંની સાથેજ એક સુંદર પિત્તળના પવાલામાં ઠંડું જળ આવ્યું.

" લ્યોજી."

" આ! અરરર....આટલું બધું ગંદુ પ્યાલું! રહેવા દયો, રહેવા દયો એને. લ્યો, આ પાત્રમાં લઇ આવો." કહેતાંજ લક્ષ્મીજીએ પોતાના સામાનમાંથી એક નવું કોરૂં ચકચકીત્ ચાંદીનું પ્યાલું કાઢી તેના હાથમાં મૂક્યું.

બાપ દીકરો બંને એને જોઇ રહ્યાં. " શું વૈભવ! શો ઠાઠ! પાણી પીવાને ચાંદીનું તો પ્યાલું!" વિચાર આગળ વધે ત્યાં તો દમડીદાસે પુનઃ એ નવા પ્યાલામાં પાણી હાજર કર્યું. એને હોઠે અડાડતાંજ શ્રીમતી બોલ્યાં. " અરેરે! આટલો બધો કચરો! નહી જોઇએ, નહી જોઇએ, લ્યો, આ બીજામાં જરા સાફ કરીને લઇ આવો."

પ્હેલાંને પડતું મૂકી એને ટપી જાય એવું બીજું ચકચકતું સોનાનું પ્યાલું આ વખતે દમડીદાસના હાથમાં મૂકાયું. બાપ-દીકરો બંને એકમેકની તરફ આશ્ચર્ય-ચકિત નજરે જોઇ રહ્યાં. થોડી વારે દમડીદાસે ટાંટીયા ઉપાડયાં, એટલે બાપે દીકરાને ખુણામાં લઇ જઇ છાનામાના ઉપદેશ દીધો, " દીકરા! એમાં પણ જાણી જોઇને જરા કચરૂં...."

" કહેવું નહી પડે બાપા!" ચતુર બેટો બાપનું કહેવું સમજી ગયો.

ફરી પાણી અણાવ્યું. લક્ષ્મીજીને એ સુવર્ણ પ્યાલું મોઢે માંડતાં ફરી કચરો દેખાયો. "ભલા ! આ શું ? તમે લોક તદ્દન બેદરકાર છો–નહી જોઇએ." કહેતાંજ એણે રીસમાં ને રીસમાં એને ફેંકી દીધું. બાપે દીકરાને એજ વેળા ઇશારો કર્યો, એટલે ચાલાક દીકરાએ કોઈ ન જુએ એમ એ સંતાડી દીધું. પણ લક્ષ્મીજીથી એ ક્યાં અજાણ હતું ?

ત્રીજું પ્યાલું હીરા–માણેકથી સાવ જડિત હતું.

"લ્યો, શેઠજી ! આ મ્હારી યાદગીરી, અને મહેમાનગીરી બદલ ન્હાનકડી ભેટ સ્વિકારો."

હા–ના કરતાં લોભીલાલે "મનમાં ગમે ને મુડી હલાવે." એ ન્યાયે તે લઇ કબાટમાં મૂક્યું. ત્યાં તો બ્રાહ્મણ વેશી ભગવાન ત્યાં ધસી આવ્યા.

"શેઠજી ! રસોઇ તૈયાર છે."

"ચાલો ત્યારે આપણે જમી લઇએ." લોભીલાલે શ્રીમાન મહેમાનને કહ્યું.

"અરે પણ આ કોણ ? આ તો પેલો....મ્હારો... બસ કરો. લોભીલાલ શેઠ ! હવે હું અહીંયા એક ક્ષણ પણ થોભવા નથી માંગતી."

" અરે ! પણ છે શું ? "

" તમે પ્હેલાં આ હરામખોરને બ્હાર કાઢો, પછી .......નહી તો કયાં તો એ નહિ, કયાં તો હું નહિ..."

" ઓહો ! એમાં શું ? અરે હમણા. અલ્યા દમડીદાસ ! આ મહારાજને હમણા ને હમણા દરવાજો દેખાડ."

" ચાલો મહારાજ ! એકદમ બ્હાર નીકળો."

" પણ શેઠજી ! લાડુ...હજી જમવાનો છું...."

" બસ. એક શબ્દ પણ નહી. એકદમ બ્હાર જાવ."

બાપડા કૃષ્ણ ભગવાનને આ **લક્ષ્મીના ભક્તે** સીધો રસ્તો બતાવ્યો. બાપ-બેટા એને બ્હાર કાઢી આવી અંદર જુએ છે, તો લક્ષ્મીજી! મોંઘેરા મહેમાન ન મળે !

જ્યારે બ્રાહ્મણવેશી પ્રભુ બ્હાર નિરાશ મોઢે લાડુના ચિંતનમાં હતા, ત્યારે લક્ષ્મીજીએ પોતાના ખરા સ્વરૂપમાં પ્રકટ થંઇ પાછળથી એમને ખભે હાથ મૂકયો. એમનાથી ખડખડાટ હસાઇ જવાયું. " કેમ નાથ ! આ તમારી **લક્ષ્મીનો ભક્ત** જોયોને ? હા-હા-હા-હા."

" દેવી ! હવે તમે મ્હારી સાથે ચાલો. હું તમને મ્હારો ભકત બતાવું છું. તમારાથી થાય એટલી એની કઠણ

પરીક્ષા અને કસોટી કરો, અને પછી કબૂલ કરો કે તમારા ભકત કરતાં મ્હારો ભકત સવાયો ચઢે."

"રહેવા દયો....રહેવા દયો...."

"એમ છે તો જાવ, ખાત્રી કરો."

"ભલે! કહો, કયાં?"

"દેવનગરના મ્હારા સંસારી ભકતજન દેવશર્મા બ્રાહ્મણને ત્યાં."

* * *

બંને છૂટા પડયાં. આ તો એના જેવું થયું. એકનું હાસ્ય તે બીજાની હાણુ! એકનો આનંદ તે બીજાનો આઘાત! દેવતાઓ સોકટાબાજી રમે, એમાં બાપડા મનુષ્યોનો મરો. એમણે શું બગાડયું? છે કંઇ એનો ન્યાય?

*સૃષ્ટિની શેતરંજ! મનુષ્યોના સોકટાં! જીવન-મૃત્યુના પાસા!*



## પુષ્પઃ— ૩ જું.

### "રાગ અને ત્યાગ."



દેવાંશી દેવભૂમિને પણ બે ઘડી ટક્કર મારે એવી એ દેવપુરીમાં દેવીદાસ નામનો એ ધર્મપરાયણ આત્મા રાત–દિવસ ઇશ્વરભજનની ધૂનમાં મસ્ત હતો. એના સુખદુઃખની અર્ધ ભાગીદાર એવી ગૃહલક્ષ્મી દેવબાળા પણ રૂપ ગુણ ઉભયમાં એના પતિદેવના અર્ધાંગને શોભાવે એવી હતી.

બ્રાહ્મણતા એકેએક પવિત્ર ક્રિયાકાંડથી સાધુ–સાધ્વીના સુખી, સાદા અને સંતોષી યુગલનું ઉદાહરણ આપતું આ યુગ્મ શરીર અને સંપત્તિ ઉભય વાતે સુખી હોવા છતાં કેવળ એકજ વસ્તુની ન્યૂનતાને લઇને હરહમેશ ઉદાસીન રહેતું હતું, એટલુંજ નહી પરન્તુ સાંસારીક સુખની એ ઉણપ એમના આશાભર્યાં આત્માઓને ઇશ્વરભક્તિમાં એકાકાર

થતાં પણ અટકાવી દેતાં હતાં, ખેંચી રાખતાં હતાં, ભૂલાવી દેતાં હતાં.

**અને એ અણમૂલી ખોટ ! એ બ્રાહ્મણને ભૂલાવનારી ભારે ઓછીપ ! એ કઇ ? જેને માટે વ્હેમી અને આશાભર્યાં માબાપો સેંકડો બાધા-માનતા માને છે, પત્થર એટલા દેવ પૂજે છે, ભૂવા, જતિ, અને બાવાના ઢોંગી મંત્ર-તંત્રમાં દોલત ઉપર દીવાસળી મૂકે છે, અરે ! ન કરવાનું એવું નીચું, હીણું કપરૂં કામ પણ એક વખત ઉઠાવી લેવા તૈયાર થાય છે, એ ! જેના પિંડ વિના મૂઆ પાછળ જીવને મૂકિત નથી, જેના અસ્તિત્વ વિના જગત્‌માં નામ નથી, એવી જે નાણા ખર્ચતાંય ખરીદી અગર મેળાવી શકાતી નથી એવી એક માત્ર આંખ અને હ્રદય બંનેને ઠારનાર અમૂલી એ વસ્તુ ! સંતાનપ્રાપ્તિ ! સંતાન-સુખ !**

દિવાની સુવાની આશાભરી આવી, વિરહીણીની વસંત જાય, એમ આંસુભરી ચાલી ગઇ, પરન્તુ આ પૂણ્યવાન પ્રૌઢ જોડાંને પૂર્વના સંસ્કારે કરીને પુત્ર-સુખની પ્રાપ્તિ ન થઇ, તે નજ થઇ.

છતાં આશા, યત્ન, આસ્થા, અને ઇશ્વરભકિતમાં અડગ રહેનારની શી ઇચ્છા અધુરી રહી છે ? " **અમર**

**આશા વિષે લાખો નિરાશાઓ લપાઇ છે."** તેમજ
**" કંઇ લાખો નિરાશામાં અમર આશા છુપાઈ છે."**
કરોળીઓ સત્તર વાર ભૂમિ પડ્યો, છતાં આશા, આસ્થા અને યત્ને અંતે (જાળામાં) ઉપર જઇ પહોંચ્યો, અને યુદ્ધમાં હાર્યાથી નાસીપાસ થએલા બ્રૂસ રાજાને (The Spider and bruse ની કવિતામાં છે.) પોતાના દૃષ્ટાંતથી પ્રેરી વિજયવન્તો બનાવ્યો. **પ્રભુ** તો **ગીતા**માં કહીજ ગયા છે, કે **सर्व धर्मान् परित्यज्य मामेकं शरणं व्रज**! તથા **कर्मण्ये वाऽ धिकारस्ते मा फलेषु कदाचन** ॥ કર્મ કરો પરન્તુ ફળની આશા રહિત. અને અહીં પણ એમજ બન્યું. ફળની આશારહિત એમની ભક્તિથી અંતે ભગવાન સંતુષ્ટ થયા, અને એમના ઉપર કૃપાદૃષ્ટિ કરી, જેથી બહુજ લાંબી અવસ્થાએ દેવબાળાએ એક પુત્ર-રત્નને જન્મ આપ્યો.

પરન્તુ એ પુત્રજન્મનું સુખ જોવાનું એની અભાગીની માતાના લલાટમાં ન્હોતું લખાયું. એ બાપડી પોતાના પતિની ઇચ્છા પૂર્ણ કરી આશાભરીજ આંખ મીંચી ગઇ, અર્થાત સુવાવડમાંજ એણે પોતાનો દેહ છોડયો.

સુખ-દુઃખ, ભરતી-ઓટ, હર્ષ-શોક, અસ્ત-ઉદય, તડકો-શીળો અને ચઢતી-પડતીના વમળો સંસાર-સાગરમાં રાતદિન ઉછળ્યાંજ કરે છે. બાપડો દેવીદાસ પણ એના પંઝામાં-ઝપાટામાં આવી ગયો. એક બાજુ પુત્ર-જન્મનો

આનન્દ ! જ્યારે બીજીજ બાજુએ આનન્દની દાતા એવી દેવીના અવસાનનો આઘાત !

છતાં વ્હાલાંઓના વસમા વિયોગો અને વિરહો પણ સમયના વ્હેવા સાથે ધીરે ધીરે વિલિન થતાં જાય છે. જો કે હૃદયમાંથી એ અંધારાં, એ છાયા, એ યાદ, સમૂળા તો નથીજ ભુંસાતા, પરન્તુ કાળે કરી કંઇક ઘસારા તો અવશ્ય લાગે છેજ. અને તેમાંય વળી દેવીદાસને તો એની પ્રિયતમાનો પ્રેમ ભૂલવાને પેલું પ્રેમાળ ભૂલકું હતું. એનું નામ એણે દેવશર્મા પાડયું. પુત્રના પ્રેમમાં એ પત્નીનો પ્રેમ અને ખોટ ભુલવા લાગ્યો, અને ઇશ્વર–ભક્તિમાં આઠે પ્રહર મસ્ત રહેતો એ આત્મા હવે સંસાર–સુખ–ભોગમાં ડૂબવા મંડયો.

વિદ્વાન પિતાએ પુત્ર પોતાના જેવો થઇ નામ કાઢે એ આશાથી દેવશર્માને એકેએક ધર્મશાસ્ત્રમાં પારાંગત બનાવ્યો. અને મૂળથીજ ઇશ્વર–ભકત માતાના ઉદરેથી જન્મેલો, અને ધર્મ–પરાયણ પિતાના ઉછંગમાં રમેલો, આ ધાર્મિક અને સંસ્કારી વાતાવરણમાં પોષાયલો બાળક ધર્મ તથા શાસ્ત્રો ઉપર જબરી આસ્થા રાખનાર, વિદ્વાન તથા સાચ્ચો પ્રભુ ભકત બનતો ગયો. સંસાર કરતાં એ સંન્યસ્તની સરિતામાં વધુ લપસી પડયો.

જ્યારે પિતાને તો હવે ઘરડે ઘડપણે પુત્ર અને ઘરસુત્રના લ્હાવા લુંટવા હતા. પુત્રને ચોવીસે કલાક પ્રભુ–ભજનમાં

નિમગ્ન રહેતો જોઇને દેવીદાસ વિમાસણમાં પડયો. અને દેવશર્માને માયાપતિનો નહી પરન્તુ માયાનો–સંસારનો દાસ બનાવવાની તેણે એક યુકિત રચી.

ન્યાતની એક દેખાવડી કન્યા સાથે યુવાન દેવશર્માના એણે છેડા છેડી ગાંઠી દીધા. "હવે ઘરમાં એક બે વરસે વહુ આવતી જતી થશે, એટલે એની મેળે સંસારમાં પડશે." એમ માની તેણે હવે સંતોષ પકડયો.

વળી બીજાં બે વરસ વીત્યાં. દેવશર્માની વહુ ન્હાતી ધોતી થઇ એટલે એને પીએરથી સાસરે તેડવા પત્ર આવ્યો. ઉમળકાભર્યાં પિતાએ પુત્રને વહુને તેડવા મોકલ્યો. આજ્ઞાધિન દેવશર્મા પોતાની રૂપમાં બેનમૂન પરન્તુ ગુણમાં સર્વાંશે શુન્ય એવી અર્ધાંગનાને લઇ ઘેર આવ્યો. પરંતુ રાતદિવસ એના હાથમાંથી પોથી કે માળા પડતી ન મેલાઇ. એ ભલો ને એની ભકિત ભલી."

બાપે બેટાને બહુ સમજાવ્યો, પરન્તુ કંઇજ નહી. એ સંન્યસ્તનો સંસ્કારી સંસારી થવાને કેમ જાણે સરજાયલોજ ન હોય ! અંતે પિતાએ વહુ–પુત્રના સંસાર–સુખ જોવાની અભિલાષા છોડી. ઘરડે ઘડપણે એ આ માનસિક નબળાંઇએ માંદો પડયો, છતાં દેવશર્મા તો પિતાના પલંગની પાસે બેઠાં બેઠાં પણ એજ પ્રભુના નામની માળા ફેરવી રહ્યો હતો

છેલ્લો શ્વાસ લેતાં એના તાતના નેત્રમાં નીર ભરાયાં. "દેવશર્મા!" પાસે બેઠેલા પુત્રના માથા ઉપર પોતાનો ઉહ્‌નો પરંતુ પ્રેમ–ભીનો હાથ ફેરવતાં દેવીદાસ બોલ્યો, "બેટા! તારા મરતા બાપની એ શિખામણની વાત સાંભળીશ?"

"જરૂર."

"મ્હારી ઈચ્છા પૂરીશ?"

"નિઃશંક, અચૂક."

"તો આમ આવ, ત્હારો જમણો હાથ લાવ. અને વહુબેટા! તમે પણ આમ આવો." પોતાના પગ પાસે ઘુંઘટ કાઢી બેઠેલી વહુને બોલાવી તેનો ડાબો હાથ, એકેકના હાથમાં મૂકતાં તે આગળ બોલ્યો, "સુખદુઃખ બંનેમાં એને તું ન દુભવીશ. પ્રાણથીય પ્યારી ગણી ન્હાજે, એના સંસારને સુધારજે. કહે, કરશે? ત્હારો મરતો, બે ઘડીનો મહેમાન બાપ ત્હારી પાસે એટલુંજ માગે છે, બેટા!"

"આપની આજ્ઞા માથે ચઢાવીશ, પિતાજી!"

"અને એક બીજી વાત. **સંન્યાસી થજે, પણ સંસારમાં રહીને, યોગી થજે, પરન્તુ ભોગના ભગવાં ધરીને. સંસારના અભ્યાસ અને અનુભવ વિનાનાં**

**સંયમ અને સંન્યાસ અધુરાં અને કાચાં હોય છે,** બેટા! ગીતાજીના સૂત્ર પ્રમાણે....

સંસારમાં સરસો રહે પણ મન મ્હારી પાસ,
સંસારમાં લેપાય ના તે જાણ મ્હારો દાસ.

જેમ જળમાં રહ્યા છતાં કમળને આંચ સરખી નથી લાગતી, એમ તુંય સંસારના બંધનોમાં સાચવીને રહેજે....”

“રહીશ....બાપૂ! લ્યો આ વચન.”

બસ! થઇ રહ્યું. એ વૃદ્ધ પિતાએ એ પછી પોતાની આંખો સદાને માટે મીંચી દીધી. જ્યારે પુત્રવધૂ! દયાલક્ષ્મી સાસુસસરા વિનાના સ્વતંત્ર ગૃહરાજ્યની અધિશ્વરી થતાં સુખસાહ્યબીના સ્વપ્નો જોઇ રહી હતી, ત્યારે દેવશર્મા કોઇક અજબ ધ્યાનમાં મગ્ન હતો. પિતાની પ્હેલી શીખ તો એ તદ્દન ભૂલી ગયો હતો, પરન્તુ બીજીના ભણકારા તો પ્રતિપળે એના કાનમાં ગુંજી રહ્યા હતા.

**“સંસારના અભ્યાસ અને અનુભવ વિનાના સંયમ અને સંન્યાસ અધુરાં અને કાચાં કહેવાય છે, બેટા!”**

એજ વખતે એને મનુ ભગવાન અને મનુસ્મૃતિ સાંભરી આવ્યા. એની શંકાનો નિવેડો આજ આવી ગયો.

"બરાબર છે, તેથીજ મનુ ભગવાને લખ્યું છે, કે બ્રહ્મચર્યાશ્રમ, ગૃહસ્થાશ્રમ, વાનપ્રસ્થાશ્રમ અને સંન્યાસાશ્રમ, એ ચારે આશ્રમોમાં ગૃહસ્થાશ્રમ સર્વ-શ્રેષ્ઠ છે. માટેજ પ્હેલો સંસાર પછી સંન્યાસ ! પ્હેલાં સંસારી થાવ ! પછી સાધુતા કેળવો. પ્હેલાં રાગી થાવ, પછી ત્યાગી કહેવાવ. નહી તો રાગ વિનાના એ ત્યાગ અને વૈરાગ ચંચળ રહેશે. માટેજ....

* ભોગની ભિક્ષા વિનાની યોગની દીક્ષા નકામી છે. *



## પુષ્પઃ— ૪ થું.

“ ભગવાનનો ભક્ત. ”

### परोपकाराय शतां विभूतयः ।



“બસ, માળા ફેરવશો એટલે થયું. પેટ કાંઇ પૂજા માગશે કે નહી ? આમ બેઠાં બેઠાં ખાતાં તો કુબેરના ભંડારે ખૂટી પડે. કાંઇક તો ઉદ્યમ કરો.” દયાલક્ષ્મીએ પોતાના પ્રભુપૂજામાં બેઠેલા પતિદેવને નિત્યનિયમાનુસાર આજ પણ પોતાનું સંસાર–રામાયણ કહેવું શરૂ કર્યું.

“ દેવી ! ઇશ્વરભજન એ પણ એક જાતનો ઉદ્યોગજ છે. હું થોડો આળસુની માફક ઉંઘું છું. એવો કોણ અભાગી આત્મા હોય કે જે શેઠોના પણ શેઠ એવા શ્રી પરમાત્મા સાથે વ્યાપાર ન કરે ? જ્યાં નફાનીજ આશા છે, અને ખોટનો તો સ્વપ્નેય ખ્યાલ નથી, ત્યાં પછી........”

"બહુ થયું, રાખો હવે. બધુંય વેચી–સાટી પૂરૂં કર્યું. બાવા થયા, અને બાવી બનાવી, છતાંય એ ભગવા-નીયાના ભૂતને નથી ભૂલાતું ! હજુ બાકી છે."

"જેને ભગવાનના નામના ભૂત વળગે, ગોવિન્દના નામની ગાંડી ઘેલછા લાગે, એ તો મહા સદ્‌ભાગી, દેવી ! દેવ–દુર્લભ !"

*          *          *          *

પિતાના અવસાનને આજ પૂરા પાંચ માસ પણ નથી થયા. એ અંત વખતના અમોલાં બોલના ભણકારા હજુ હૃદયમાં એમને એમ છે. ત્યાં તો "આજ દાળ નથી, આજ શાક નથી." ઇત્યાદિ ઇત્યાદિ ગૃહદેવીના નિત્યના સુસવાટાથી બાપડો ધર્મિષ્ટ દેવશર્મા ધરાઇ ગયો. ઘણીવાર તે આ સંસાર અને આ ગૃહસ્થાશ્રમ છોડીએ એકાન્તવાસ સેવવાનો નિર્ણય કરતો, પરન્તુ બીજીજ પળે એના પિતાની છાયામૂર્તિ એની આંખો સમક્ષ ખડી થતી. એને પેલી સોનેરી લીટીનું સ્મરણ કરાવતી.

"ગૃહસ્થાશ્રમ ચારે આશ્રમોમાં શ્રેષ્ઠ છે, રાગ વિના ત્યાગ નથી, ભોગ વિના યોગ અને ભક્તિ નથી." એનો નિશ્ચય એટલેથીજ અટકી જતો. એની નિર્ણય–કડી અહીંજ તૂટી જતી.

પરન્તુ આજ તો એ વાટાઘાટે જરા વિષમ સ્વરૂપ પકડયું. "ચાલ, ત્હારી એવીજ ઇચ્છા છે, તો હું અત્યારેજ કમાવા માટે બ્હારગામ ચાલ્યો જાઉં છું." **કજીયાનું મ્હોં કાળું** એ ન્યાયે સમજુ દેવશર્માએ પત્નીનું મન રાજી રાખવા આજે જીવનમાં આ પ્હેલુંજ સાહસ ખેડયું.

"ઓહો ! આજ તો મ્હારે સોનાનો સુરજ ઉગ્યો. નાથ ! લ્યો, હું મ્હારે પીયરથી આ પચ્ચીસ રૂપીઆ છાના ઘરખર્ચને માટે લઇ આવી છું. તમે એ લઇ જાવ. અને એમાંથી ધ્યાન પ્હોંચે, અને બે પૈસા મળે એવી ફાયદાકારક વસ્તુઓ ખરીદી લાવજો."

"બહુ સારૂ."

દેવશર્માએ પચ્ચીસ રૂપીઆ ગજવામાં મૂકી હાથમાં લાકડી લઇ ઈશ્વરનું નામ દેતાં દેતાં જ્યાં જવાય ત્યાં ચાલવા માંડયું. જ્યારે બીજી બાજુ સાંજ પડતાં ઘરને ઓટલે પ્રમદા પંચ ભેગી કરી હર્ષથી ગજ ગજ ફુલાતી છાતીએ દયા-લક્ષ્મીએ વાત છેડી. "અલીઓ ! આજ તો મ્હારા વ્હાલા વિદેશ વ્યાપાર કરવા ગયા છે. એ દડી લાવશે, કાતર આણશે, દોરા લાવશે, સોય લાવશે. માટે હવે તમે બધા બીજે કયાંય ન જતાં મ્હારે ત્યાંથીજ લઇ જજો, હોં કે !"

જ્યારે એક બાજુ ઘેર ગૃહલક્ષ્મી આવાં હવાઇ કિલ્લાઓ બાંધી હરખાતી હતી, ત્યારે બીજી બાજુ ચાલી ચાલીને થાકી ગએલો દેવશર્મા અંતે સાંજ પડતાં એક ન્હાનકડા ગામમાં આવી પહોંચ્યો. ગામને ચોરે ધર્મશાળામાં રાત રહેવાનો નિશ્ચય કરી તે ત્યાં જઇ પહોંચ્યો, જ્યાં એક ગરીબ બ્રાહ્મણ પોતાની પત્ની અને એકની એક યુવાન કન્યા સાથે રહેતો હતો. એણે આ અજાણ્યા દેવશર્માની યથેચ્છ સરભરા કરી વિશ્રામનો બંદોબસ્ત કરી આપ્યો.

પથારીમાં બેઠાં બેઠાં પણ **या निशा सर्व भूतानि तस्याम् जागर्ति संयमी !** એ ગીતા–સૂત્ર પ્રમાણે દેવશર્મા પ્રભુ નામની માળા ફેરવી રહ્યો હતો. ત્યાં તેને કાને એ મધ્ય-રાત્રિની ભયંકર શાન્તિને ભેદી નાખતું એક ધીમું પણ કરૂણ અને હૃદયભેદક રૂદન પડયું. દુઃખીનો દીન સ્વર કાને અથડાતાંજ એ પ્રભુભક્તના હાથમાંથી માળા હેઠી પડી ગઈ. એ ઉઠયો. અવાજ પાસેની બ્રાહ્મણની ઓરડીમાંથી આવતો હતો. દ્વાર ભીડેલાં હતાં, અંદર ઝાંખો નહી જેવો નામનો દીવો બળી રહ્યો હતો.

એ આછા અજવાળામાં બારણાની ન્હાની સરખી ફાટમાંથી દેવશર્માએ અંદર જોયું. એણે જે હૃદયવિદારક દેખાવ જોયો, તેનાથી એનું દીલ ભરાઇ આવ્યું. એની આંખમાં પણ આંસુ ભરાઇ આવ્યાં.

પેલા બ્રાહ્મણની સ્ત્રી કલ્પાંત કરી આંસુ વેરી રહી હતી. પાસે બેસી એનો પ્રેમાળ પતિ એને વાંસે હાથ ફેરવી એને રડતા હૃદયે ને તૂટતે સ્વરે દિલાસો દેવાનો પ્રયત્ન કરી રહ્યો હતો.

દેવશર્મા એનું કારણ જાણવાની જિજ્ઞાસા વધુ વખત ન દબાવી શકયો. આંખોમાં ઝળઝળીઆં ભરાતાં એ દ્રશ્ય વધુ ન જોઇ શકયો. એણે બારણાને ધકકો માર્યો. અમસ્તા અઠકાવી મૂકેલા દ્વાર બેપોળ ઉઘડી ગયાં. એ દુ:ખી બ્રાહ્મણ દંપતી અવાચક્ બની ઉભા થઇ ગયાં. ત્રણે એક એકની તરફ ટગર ટગર જોઈ રહ્યાં.

છેવટે દેવશર્મીએ મૌન તોડયું. પ્રશ્ન કર્યો, "બ્હેન ! આપના કલ્પાંતનું કારણ મ્હને કહેશો ?"

"ભાઇ ! તમે એ અમારી દુ:ખદ્ કર્મ–કથા સાંભળી શું કરશો ?"

"બનતી મદદ."

"કયા પ્રકારની ?"

"જે પ્રકારની જરૂર હશે, એ પ્રકારની."

"તો ભાઇ ! સાંભળો. આ પાસે સૂતેલી મ્હારી એકની એક પુત્રી છે. એને ચૌદ પુરા થઇ આજ પંદરમું વર્ષ બેઠું છે. એની સગાઇ કરી ત્યારે અમારો આવો વાંકો દી

ન્હોતો. પરન્તુ આજ દૈવેચ્છાએ અમે આ કંગાલ દશાને પ્રાપ્ત થયા છીએ. સાસરીઆના 'લગ્ન નહી કરશો, તો વિવાહ તોડી નાખીશું', એવા પત્રો આવી ચુકયા છે. ભાઇ ! ઓ દયાળુ ભાઇ ! જ્યારે એક બાજુ આવા કઢંગા પ્રસંગમાં અમે મુકાયલા છીએ, ત્યારે બીજી બાજુ અમારી પાસે ઝેર ખાવાને રાતી પાઇ પણ નથી. જ્યાં અન્ન અને દાંતને વૈર છે, ત્યાં પછી કંકુને કન્યા દેવાને માટે પણ...............હા....ય અફસોસ........હું....અભાગણીને...."આટલું કહેતાં કહેતાં તો ફરી એનું હૈયું ભરાઇ આવ્યું.

"બ્હેન ! મુંઝાવ મા. પ્રભુ સહુનું સારૂં કરશે."

"ઓ પરોપકારી ભલા ભાઇ ! બોલો, તમે મ્હારી, આ એક બ્રાહ્મણની કન્યાને માટે કંઇ કરી શકશો ? કાંઇ ભોગ, ભિક્ષા ધરી શકશો ?" આશાવન્તી આંખે એણે આટલું કહી દેવશર્મા તરફ જોયું.

"ફૂલ નહી તો ફૂલની પાંદડી. હું નહી પણ મ્હારો પ્રભુ ત્હને મદદ કરશે, ત્હારી સ્હામે જોશે. એ પરદુ:ખભંજન અનાથનો નાથ ત્હને કદી નહી ભુલે બ્હેન !"

"ભાઇ ! અત્યારે મ્હને શાબ્દિક શાન્તવન અને આશાની જરૂર નથી, હું તો આર્થિક, અર્થાત્ કાર્મિક, શાન્તિની ભૂખી છું."

" અને એ ભૂખ જો આ કંગાલ સેવકના આ નજીવા ભંડારથી ટળી જતી હોય, તો ખુશીથી ટાળ. કારણ કે પ્રભુ-ભક્તોની સેવા એજ સાચી પ્રભુ–સેવા છે, એજ એને પ્રિય છે, એથીજ એ ખરેખરો ખુશ થાય છે. "

સ્ત્રીએ વ્યાપાર ખેડવા આપેલા પચ્ચીસ રૂપીઆ દેવશર્માએ વગર વિચારે એ બ્રાહ્મણીના હાથમાં મૂકયા. સાથે સાથે એ કયાંથી આવ્યા ? તે ઇતિહાસ પણ કહી દીધો. એટલે એ બ્રાહ્મણી બોલી, "મહાપુરૂષ ! તમે ઘેર શો જવાબ દેશો ?"

"એની ચિન્તા ત્હને અને મ્હને નહી પરન્તુ એના માલીક ઇશ્વરને છે. જેમ ત્હારી સ્હામું એણે જોયું, એમ મ્હારી સ્હામે પણ એ જરૂર જોશે. મ્હને એનામાં સંપૂર્ણ શ્રદ્ધા છે."

"છતાં આટલા પાંચ રૂપીઆ તો રાખોજ. ઘેર ખાલી હાથે તો નજ જશો. કાંઇક પણ લઇ જજો."

" ભલે ! જેવી મ્હારા પ્રભુની ઇચ્છા. "

વીસ રૂપીઆ કન્યાદાન માટે દઇ પાંચ રૂપીઆ પાસે રાખી એ **ભગવાનનો ભક્ત** ત્યાંથી ચાલતો થયો. અમીરીમાં તો સહુ કોઇ અમીર દીલ રાખે, પરન્તુ આવી ગરીબીમાં દરિયાવ દીલ રાખે એ તો વીરલો ! મહાપુરૂષ !

**ઘર ગરીબ હો ! પણ દીલ અમીર હો !**



## પુષ્પઃ— ૫ મું.

### " પતિ ! પ્રેમ ! કે પૈસો ! "

[—: ગાયન :—]

ડગમગ......ડગમગ......ડોલે,
ચઢી હારી જીવન–નૌકા ઝોલે.

મૂઢમતિ ! હજુ ખાય બગાસાં...નાવ ચઢયું ચકડોળે,
આળસ ખાતો ઉભો ઉભો ...આંખ અઘોરી ચોળે...ચઢી

દીવાદાંડી લાલ પ્રકાશે..."ભય છે ભય છે." બોલે,
હાંકયે રાખે આગળ તોયે...અંધા ! આંખ ન ખોલે...ચઢી
મૂર્ખા ! હારે મન તો છે એ...એક તણખલા તોલે,
પણ નથી મળતી, ને (ફરી) નહી મળશે...મેળવી મોંઘા મોલે–ચઢી
" પુષ્પ " ચઢયો અજ્ઞાન હિંડોળે,
અલ્યા ! જોજે ડુબી જશે એક છોળે....ચઢી

એક અંગ્રેજ કવિનું આ કથન સર્વાંશે સત્ય છે, કે What female heart can gold despise? કયું લલના હૃદય એવું છે, કે જે લક્ષ્મીને ધિક્કારે ?

દેવશર્માને પણ પોતાની લક્ષ્મી-પ્રિય અર્ધાંગના દયાલક્ષ્મીનો ડર હતો. ઘેર પહોંચતાંજ પોતાની પ્રિયતમા પોતાને ખાલી હાથે અને પૈસા ગુમાવી આવેલો દેખતાંજ કેવો મહાભારત સંગ્રામ કરશે, એજ વિચાર અત્યારે એના મગજમાં ભમી રહ્યો હતો. એ ભજન ગાતો હતો, પરન્તુ ચિત્ત પ્રભુમાં નહી, પ્રમદામાં હતું. સંસારથી પર નહી, પરન્તુ સંસારની અંદર હતું.

"છેવટે કંઈક પણ લઈ તો જવુંજ." એ નિશ્ચય થવાથી દેવશર્માએ હવે પેલા બાકી રહેલા પાંચ રૂપીઆનો જેમ બને એમ જલ્દી સદુપયોગ કરી નાખ્યો. જેને આમળા અર્થાત્ ખટુમડા કહેવામાં આવે છે, એનો એણે સોદો કર્યો. પાંચ મણની ગુણમાં એ સુંદર પીળા રંગના ખાટાં સ્વાદના ફળો ભરી એણે ઘરનો રસ્તો લીધો.

* * * *

જ્યારે દેવશર્મા પોતાને ઘેર આવ્યો, ત્યારે દયાલક્ષ્મી કુવે પાણી ભરવા ગઈ હતી. "ભાવતું હતું ને વૈદે કહ્યું." એ યુક્તિ અનુસાર ભકતરાજને પણ એજ જોઇતું હતું. પત્નીના પ્રશ્નોની પરંપરાના જવાબ હવે તેને આપવાના ન્હોતા રહ્યા. અમસ્તા ભીડાયલાં દ્વારો ઉઘડાં કરી બારણાની વચ્ચોવચ્ચ પેલો આમળાનો કોથળો મૂકી એ કલહકંકાશથી

[illegible] દૂર [illegible] દીલ થોડા વખતને માટે ત્યાંથી ચાલ્યું ગયું.

થોડો વખત રહીને દયાલક્ષ્મી પાણી ભરીને પાછી આવી. બારણાં બેપોળ જોઈને તે વ્હેમાઇ, પરન્તુ બીજીજ પળે પડશાળ વચ્ચે ભરેલો કોથળો પડેલો જોતાંજ એ ખૂશ ખૂશ થઇ ગઇ. જેનું મોઢું સીવી દીધેલું છે, એવા એ વજનદાર કોથળાને એણે ચારે બાજુએથી ફરી ફરીને જોયો. ન ઘસડાય તોય મહા મહેનતે ઘસડીને એક બાજુ કર્યો. વ્હેલી વ્હેલી તે પાડોશણને ત્યાં દોડી.

"અલી બા! આજ તો મ્હારા વર બ્હારગામ ગયા હતા, તે આવ્યા છે, સાથે મ્હેં ત્હને ન્હોતું કહ્યું, એ તમામ ચીજો પણ લેતા આવ્યા છે. માટે આજ તો કંસાર બનાવવો છે. તો થોડી લાપસી, ગોળ અને ઘી ઉછીકા આપ. બપોરે તમે બધાં ઘેર આવજો. અમે તમને જે જે જોઇશું તે તે બજાર કરતાં બે પૈસે ફાયદે આપીશું."

સ્ત્રી જાત! પ્રમદા બુધ્ધિ પગની પાનીએ! જાણ્યા, જોયા અને વિચાર્યા વિનાજ એ એકદમ સહીઅરોને આમંત્રણ આપતી આવી. ઘેર આવી વ્હેલો વ્હેલો માગીને આણેલો કંસાર બનાવી દીધો. હવે તે અધીર આંખે વ્હાલમની વાટ જોવા લાગી. અત્યાર સુધી તે એમજ જાણતી

હતી, કે "એમનો સ્વભાવ છે, એટલે જરા બ્હાર ગયા હશે, તે હમણા આવશે".

પરન્તુ ઘણો લાંબો વખત થયા છતાં દેવશમાના દર્શન ન થયા. રાહ જોઇ જોઇ એની આંખલડી અંતે થાકી. હવે એ સ્ત્રી-હૃદયની જિજ્ઞાસાની હદ આવી. પતિ શું લાવ્યા હશે? એ જોવાની, અને જાણવાની એની ઉત્કંઠા-આતુરતા એટલી બધી વધી ગઇ કે એણે જાતેજ ઘરમાંથી ચાકુ લાવી કોથળાના બંધ તોડી નાખ્યા. હર્ષથી ઉભરાતે હૈયે એણે મોઢું ખોલ્યું. ખોબો ભરી આંહેની વસ્તુ બ્હાર કાઢી. પણ અરેરે! આ શું? કોથળામાં કેવળ બબ્બે દિવસના વાસી અને ગંધ મારતા ખાટા આમળા ભરેલાં જોતાંજ એનાં ડોળાં ફાટી ગયાં. "હાય! હાય!" એ અફસોસના ઉદ્દગારો સાથેજ તે મૂર્છાગત થઇ જમીન ઉપર ઢળી પડી. શા માટે? **પતિ! પ્રેમ! કે પૈસાને** માટે? આ ત્રણમાંથી એ શાની સગી હતી? શું ચ્હાતી હતી? કોને પસંદ કરતી હતી?

**જ્યાં પ્રેમ છે ત્યાં પૈસો નથી, જ્યાં પૈસો છે ત્યાં પ્રેમ નથી.**



## પુષ્પ:— ૬ ઠું.

### "ઘડીના છઠ્ઠા ભાગમાં."

नाहं वसामि वैकुंठे योगीनाम् हृदये न च ।
मद् भक्त्या यत्र गायन्ति तत्र तिष्ठामि नारद ॥

( ભગવદ્ ગીતા )



આખી આલમ પૂછે છે, કે ઇશ્વર કયાં છે? તો ભલા! હું એ આખી આલમને પડકારૂં છું, કે ઇશ્વર કયાં નથી? ઈશ્વર ત્યાં નથી, જ્યાં ન્યાય નથી, નીતિ નથી, ધર્મ નથી, સત્ય નથી. ઇશ્વર ત્યાં છે, જ્યાં ન્યાય છે, નીતિ છે, ધર્મ છે, સત્ય છે.

તો પછી એ ભકતાધીન ભગવાન પોતાના ભકતને તો ભુલેજ કેમ? ભકત દેવશર્માની દશાએ એમનું ધ્યાન ખેંચ્યું. એમણે એક મહામુનિ તરીકે પૃથ્વી ઉપર અવતાર

ધારણ કર્યો. સારાય દેવીપુરમાં થોડા વખતમાં એવી ખ્યાતિ પ્રસરી ગઇ, કે ગામને પાદરે આવેલા એક મહા તપસ્વી મુનિરાજ હરેક જાતના રોગ એક ન્હાના સરખા ફળથી સારાં કરે છે. રાજાથી માંડીને રંક સુધી સર્વ કોઇ એમને દર્શને જવા માંડયા.

એવામાં એકાએક ઇશ્વરી કોપ થયો. શિતળાનો મહા ચેપી રોગ જોતજોતામાં આખા શહેરમાં ફાટી નીકળ્યો. હજારો માણસો એ અણધારી આવેલી પડેલી આપત્તિમાંથી ઉગરવા પેલા મહામુનિ પાસે ટોળાબંધ જવા લાગ્યાં. પરંતુ એ પરોપકારી પુરૂષ પાસે જે ન્હાનકડું ફળ હતું, તે લગભગ ખલાસ થઇ જવા આવ્યું હતું, એટલે એ બોલ્યા, “હે ગ્રામ્યવાસીઓ! મ્હારી પાસેની આ દૈવી દવા હવે ખતમ થઇ ગઇ છે. પરન્તુ હું તમને એ કયાં મળશે ? એ સ્થળ બતાવું છું. ત્યાં જઇ તમે એ લઇ આવો. જુઓ, સાંભળો. તમારાજ શહેરમાં દેવશર્મા નામે એક બ્રાહ્મણ પંડિત રહે છે. તેની પડશાળની વચ્ચોવચ્ચ એક કોથળો પડેલો છે, તેમાં આજ જાતના ફળો ભરેલાં છે. પણ જોજો! એની પાસે એને સાચવવા એ બ્રાહ્મણની સ્ત્રી સૂતેલી છે, તે જાગે નહી. વળી બ્રાહ્મણને ત્યાં ચોરી થાય નહી, માટે તમને જેને જેને એની જરૂર હોય તે તે એક એક રૂપીઓ અંદર મુકી તે બદલ એક એક ફળ લઇ આવે. પરન્તુ યાદ રાખજો

કે જે ત્યાં ખોટી દાનતથી જશે, અગર તો એકથી વધુ ફળ લઇ આવશે, એના ફળની અસર નકામી જશે. બચ્ચાંઓ ! જાવ, મ્હારા બોલ ઉપર વિશ્વાસ રાખજો.”

*        *        *        *

સર્વ કોઇ પંડિત હ્વેવશર્માને ત્યાં દોડયા. જોતજોતામાં એ આમળાનો કોથળો તમામ ખાલી થઇ જઇ રૂપીઆથી ભરાઇ ગયો. હવા તો દરેકને માફક આવી, પરન્તુ પેલા મહામુનિ કયાંક એજ દિવસે એ નગરમાંથી અલોપ થઇ ગયાં.

ઇશ્વરની અગાધ લીલાનો પાર કોણ પામ્યું છે? આ સર્વ માયાવી નાટક જૂજ વખતમાં ભજવાઇ ગયું. જ્યારે દયાલક્ષ્મીની મૂર્છા વળી, ત્યારે તે ક્રોધમાંને ક્રોધમાં ઉઠી પેલી આમળાની ગુણને બ્હાર ઘસડી ગઇ “ વેપાર કીધો ? શું મોઢું લઇને ઘરમાં આવે ? ' હું'ય રાં....ડ...અક્કલ વગરની....તે....રૂપીઆ કાઢીને.......” એમ બબડતાં ફફડતાં તેણે ગુણ ઠાલવી નાખવા ઉંધી વાળી. એટલે ખ ણુ ણુ ણુ ણુ અવાજ કરતો રૂપીઆનો ઢગલો અંદરથી બ્હાર પડયો.

એ વખતના એના હર્ષ ! અને આશ્ચર્યની કલ્પના કોને આવે ! “ આ શું ! આટલા બધા રૂપીઆ ? અરેરે ! ત્યારે મ્હેં મૂર્ખીએ જે જોયું હતું, તે કયાં ? શું ? નકકી ભ્રમ-સ્વપ્નું !”

નાચતાં–કૂદતાં એ લક્ષ્મીપ્રિય દયાલક્ષ્મીએ વ્હેલાં વ્હેલાં એ બ્હારી લીધાં. પણ એ આનંદ સમાયો તે કેમ કરી સમાય ? આખા ગામમાં એણે પોતાના પતિના આ વ્યાપારની વાત કહી દીધી, એટલુંજ નહી પણ આખું ઘર નવા નવા રાચરચીલાં અને ઘરેણાં–કપડાંથી બાદશાહની માફક ભરી નાખ્યું. એના દીલમાં તો કૈં કૈં કોડ હતા. " હવે, મ્હારા નાથ આવશે, અને જોશે તો બે ઘડી.........."

છેલ્લો શબ્દ મોઢામાંજ રાખી તે બ્હાર ચાલી ગઈ. ત્યાં તો પોતાના વ્યાપારની વાત હવે વિસારી પડી ગઈ હશે, એમ વિચારતો દેવશર્મા બ્હીતો બ્હીતો ઘરને આંગણે આવ્યો. આ વેળા પણ એના કર્મસંજોગે ગૃહલક્ષ્મી સારણે—સરખી સાહીયરોને લઇ પાણીડાં ભરવા ગયાં હતાં.

અંદર પ્રવેશતાંજ દેવશર્માના મોઢાનો ભાવ ફરી ગયો. પોતાની સ્ત્રી આ બધું કયાંથી લાવી હશે ? અગર તો આ પોતાનુંજ ઘર છે, કે પોતે ઘર ભૂલ્યો, એવા વિચારમ તે દ્વારમાંજ સ્થંભી ગયો. " અરેરે ! માયા ! ઓ પ્રભુ ! હું જેનાથી પર રહેવા માગું છું, તે મ્હારે ત્યાં ભરી તું મ્હને લલચાવવા માગે છે ? ના, ના, આ દેવશર્મા લક્ષ્મીને ઠોકરે મારે છે. એ માયાનો નહી, પરન્તુ માયા–પતિનો, લક્ષ્મીનો નહી પણ લક્ષ્મી–પતિનો દાસ થવા માંગે છે."

" ભાઇ ! એક પૈસો આપો....ભગવાન તમારૂં....
કલ્યાણ કરશે. "

ઉપલા શબ્દ એકાએક એના કાનમાં પડયા. " શું ?
પૈસો જોઇએ છે ? લુગડાં ! ઘરેણાં ! માયા ! લઇ જાવ,
લ્યો....ઉઠાવો....મ્હારે આ નથી જોઇતું. "

મહા મહેનતે ગોઠવેલું, અને એકઠું કીધેલું, કીમતી
રાચરચીલું જોતજોતામાં એ હરિના ભકતે લૂંટાવી દીધું.
અને " **દુનિયાને ઉંધા ચશ્મા ડાહ્યા દિવાના લાગે.** "
એ પ્રમાણે જગત્‌ની આંખે દિવાના લેખાતા આ દેવશર્માની
" જે જોઇએ તે લઇ જાવ, ઉઠાવી જાવ. " એ ઉદારતાનો
લાભ કોણ ન લે ?

**ઘડીના છઠ્ઠા ભાગમાં** એ ક્ષણ પ્હેલાંનું ભવ્ય
ભાસતું ઘર સાફ મયદાન થઇ ગયું. એટલામાં દયાલક્ષ્મી
નવા નવા લુગડામાં સજ્જ થઇને માથે ચકચકતું પાણીનું
ભરેલું બેડું મૂકીને ઘરમાં આવી. ઘરમાં આવતાંજ તેણે
શું જોયું ?

ઘરમાં એકે વસ્તુ ન મળે, તમામ સાફ. જ્યારે
દેવશર્મા એક ખૂણામાં બેઠાં બેઠાં માળાના મણુકા ફેરવી રહ્યાં
હતાં. " અરે ! બધો સામાન કયાં ગયો ? " ગૃહલક્ષ્મી
બારણામાં ઉભા ઉભાજ ભયંકર સ્વરે અને ઉંચે જીવે ગર્જ્યાં.

ભક્તરાજની આંખો ઉઘડી ગઈ. એમણે શાન્તિથી હસતાં હસતાં જવાબ વાળ્યો, " દેવી ! જેને જોઇતું હતું એને આપી દીધું. આપણે જોઈતું હતું તે આ (માળા) રાખ્યું છે. "

" તા...ત...મે...." બીજીજ પળે એ બેભાન થઇ પૃથ્વી ઉપર ઢળી પડી. એનું માથાનું બેડું નીચે પડી ગયું.

એને શુધ્ધિમાં લાવવાના ઉપચારો કરતાં દેવશર્માં એ વખતે એટલુંજ બોલ્યા....

**અરેરે ! એમાં હતું શું ? ને ગયું શું ?**



## પુષ્પઃ— ૭ મું.

### “ હાર જીત. ”

લાખ્ખો પ્રયત્નો આદરો તો પણ થવાનું થાય તે,
જે જે સમય જે જે જવાનું તે સમય તે જાય છે.
અફસોસ ! એમાં શું કરે, થાનાર એ તો થઇ ગયું,
કંઇ આંસુડા વેરે વિધિના વાક્ય એ પલટાય છે ?



“ દેવી ! જો ત્હને મ્હારી જરૂર હોય, જો તું મ્હને સુખી, સંતોષી અને આનન્દી અવલોકવા ઇચ્છતી હોય, શુદ્ધ સંસાર–સુખ અને પવિત્ર પ્રેમના રહસ્યો ઉકેલવા ઉત્સાહ ધરાવતી હોય, તો પ્રથમ મ્હને, ત્હારા પવિત્ર અર્ધાંગને ઓળખવા પ્રયત્ન કર, ઓળખતાં શીખ. મ્હારા કાર્યોમાં, મ્હારા સ્વર્ગીય સ્વપ્નાઓમાં, અનેરી ઘેલછાઓમાં, મ્હારી સાથે દિવાની–મસ્તાની બની અર્ધોઅર્ધ ભાગીદાર થા, મ્હને એમાં મદદ કર. લૌકિક સંસારના પાર્થિવ અને વિકારી પ્રેમ,

સુખ, સંપત્તિ અને વિલાસ–વૈભવના માયા મોહ છોડી દે, અને સાચું સુખ, સાચ્ચો પ્રેમ અર્થાત્ પરમાત્માને પામવા–મેળવવા ઇચ્છતી હો તો એ લગની, એ ધૂન, એ મસ્તીમાં મ્હને જોડી દે. રાગના નહી પણ ત્યાગના ગીત ગા, ભોગમાં નહી પરન્તુ યોગમાં આનન્દ લેતી થા. સંસારમાં ભલે રહે, પરન્તુ એમાં રહ્યાં રહ્યાં પણ સંયમ અને સંન્યાસના સ્વપ્ના જોતાં શીખ. દેહના કલ્યાણ અને સુખના સાધનો ક્ષણીક અને ચંચલ છે, જ્યારે આત્માના અચલ અને સનાતન છે. એ આત્માને એમાં રહેલા પરમાત્માને ઓળખ્યાં સિવાય ભક્તિનું રહસ્ય નહી સમજાય, અને ભક્તિ વિના મૂક્તિ નથી, એ તો બ્રહ્મ-વાક્ય છે. દેવી ! સંસાર એ તો સ્વર્ગની વાટે સંચરવાને માટે એક સોને રૂપે મઢેલો રથ છે. માયા અને મોહના બે બળદો–ચક્રો એને આડો અવળો ખેંચે છે. સ્ત્રી અને પુરૂષ એ રથના બે ડાબા–જમણા ચક્રો છે. જ્યારે મન એ રથી થઇને આશા, ઇચ્છા, તૃષ્ણા ઇત્યાદિ અવનવી લગામો ( દોર ) વડે એને હાંકી રહ્યો છે. મ્હારૂં એજ કહેવું છે, કે આપણા એ મન–રથીએ સંયમની લગામ વાપરી, 'માયા મોહના બન્ને બળદીયાને તે વડે મારી, વશ કરી, એક સમાન ધરીથી ફરવું જોઇએ, નહીતો......

કંઇક ડુબ્યાં અધવચ એમાં...તો......
...........કોક તર્યાં છે પાર.

એ પ્રમાણે આપણે પણ ઓછી-વત્તી ગતિને અંગે જીવન-રથને તોડી આ સંસારમાં વિખૂટાં પડી જઇશું. માટે દેવી ! દેહના કલ્યાણ માટેના આ સુખ-ભોગ-સાધનમાંથી ચિત્તને ખસેડી આત્માના ઉદ્ધારના સાધનો ભેગા કરવામાં એને વાળ. સંસારમાં સ્વર્ગની ભાવના ભરતાં શીખ. સુખ-સાધનોથી નહિ, પણ એ સ્વર્ગીય ભાવનાઓથી એ વધુ ઉજ્વળ બનશે-શોભશે. કહે, મ્હારૂં કહેવું કંઇ સમજાય છે ?" દેવશર્માએ પોતાની અજ્ઞાન ભાર્યાને સમજાવવા એની મુચ્છા વાળવા જ્ઞાન અને ઉપદેશામૃતની અંજલિઓ ભરી ભરી છાંટવી શરૂ કરી.

"તમે તમારે સમજ્યા કરો, મ્હારે તો નથી સમજવું. ઘરમાં આડો વાંસ ફરે, ને વાત જુઓ તો મ્હોટી મ્હોટી."

અણુસમજુ દયાલક્ષ્મી એ ભકતનું વિશાળ અને ભકિત-ભીનું હ્રદય ન ઓળખી શકી. એના સુવર્ણ-વાકયોનું મૂલ્ય એ બાપડી ન આંકી શકી. અને કયાંથી ઓળખી શકે ? કયાંથી આંકી શકે ? એ ઓળખવાં, એ આંકવા, કાંઇ થોડાં સ્હેલાં છે ? એ લ્હાવ, એ જ્ઞાન, પણ સંસ્કારી અને અને સદ્દભાગીને સાંપડે છે, સર્વ કોઇને નહિ.

*　　*　　*　　*

દેવશર્મા બ્હાર પડશાળમાં બેઠાં બેઠાં પ્રભુ–નામની માળા ફેરવી રહ્યાં હતાં. અંદરની ઓરડીમાં બબડતાં ફફડતાં એમનાં ગૃહલક્ષ્મી અંગ ઉપર ધારણ કરેલાં એક માત્ર નવાસવાં વસ્ત્ર વિના અન્યને અભાવે નવસ્રા સ્નાન કરી રહ્યાં હતાં. જ્યારે એ એક માત્ર વસ્ત્ર સ્હામેની ખીંટીએ એમણે ઉતારી મૂક્યું હતું.

બરાબર એજ વખતે ટાઢથી થરથર ધ્રુજતી એક વૃદ્ધ ડોસી ત્યાં આગળ આવી ઉભી રહી. પત્થર હૃદયને પિગળાવે એવા દયામણા શબ્દોમાં તે અશ્રુભરી આંખે દેવશર્માને કહેવા લાગી, “ભાઇ! બબ્બે દિવસની ભૂખી છું. આ ઘરડું દુબળું શરીર ઢાંકવાને આ અભાગીની પાસે એકે વસ્ત્ર નથી. તો કૃપા કરી પ્રભુને ખાતર, પ્રભુના નામ પર કંઇક આપો. આ દુઃખીનીની આશિષ લ્યો. ભગવાન તમારૂં ભલું કરશે.”

ગમે એવા કપરા સંજોગોમાં પણ પ્રભુનો પરમ ભક્ત પાછો શાનો પડે? વૃધ્ધાની વિનંતીએ એનું હૃદય ચીરી નાખ્યું. ઘરમાં કંઇક હોય તો આપી દેવા તેણે આમ તેમ નજર દોડાવી. પત્નીએ પાણી ભરી આણેલું એક માત્ર નવું પિત્તળનું બેડું હતું. આસ્તેથી એ ઉઠાવી પેલી વૃધ્ધાને આપતાં એ હરિનો લાલ બોલ્યો, “લ્યો, માજી! આને વેચી તમે અન્ન મેળવી શકશો.”

બે હાથે એને બાથ ભીડતાં એ વૃધ્ધ ડોશી હર્ષભેર બોલી, "ત્હારૂં કલ્યાણ થાવ, ભાઇ! પણ એક ફાટુંતૂટું કપડું આ ત્હારી જનેતાની લાજ ઢાંકવા......."

"ડોશીમા! હવે તો કંઇ....કૃપા કરી...."

"ફક્ત એક વસ્ત્ર....હું વધારે નથી માગતી."

"ઉભા રહો, તેમ છતાં જો હોય તો જોઉં."

ખૂણેખોંચરે એકાદ ફાટુંતૂટું લુગડું પડ્યું હોય તો તે ઢુંઢી કાઢવા એ ભક્તરાજ ઉઠ્યો. ત્યાં તો એની પ્હેલીજ નજર પેલી ખીંટીએ ભરાવેલા નવા કોરાં લુગડાં ઉપર પડી. પોતાની સ્ત્રી ન્હાવા બેઠી છે, એની તેને ખબર ન્હોતી. અને હોય, તો પણ ભક્તિમાં મસ્ત એ એવે વખતે ભૂલી જાય, એમાં અસંભવિત જેવું પણ શું? પૂંઠ ફેરવી પાછલે મોઢે બેઠેલી, અને માથું ચોળતી દયાલક્ષ્મી પતિદેવનું આ પરાક્રમ ન જોઇ શકી. ભોળે ભાવે દેવશર્માએ એ વસ્ત્ર, એ રહીસહી મિલ્કત–સંસારી માયા ઉપાડી પેલી વિષ્ણુ રૂપી વૃદ્ધાને આપી દીધી.

વૃધ્ધાને આંગણું છોડયાંને નહી જેવો વખત થયો હશે, ત્યાં તો મહોલ્લાની ચાર પાંચ રમણીઓ દેવશર્માને દ્વારે આવી ઉભી રહી. એમાંની એકે દેવશર્માને પૂછયું, "દયા બ્હેન ક્યાં છે?"

"ઘરમાં છે."

પરન્તુ આ રમણીઓ અંદર ધસી જાય, એ પ્હેલાં સ્નાનગૃહમાં બેઠેલી દયાલક્ષ્મીને કાને આ શબ્દો પડયા. તે પોતાની લજ્જા ન જાય, એટલા માટે અંદરથી રહી રહી બોલી, "એ.......જરા.......બેસજો. હું ન્હાવા બેઠી છું. તે હમણાં આવી."

સરખે-સરખી સ્ત્રીઓ એક બાજુ ઓરડામાં ગોઠવાઈ. પાડોશીને ત્યાં લગ્ન હતાં, તેમાં ગીત ગાવા આવવાં આ બધી સ્ત્રીઓ એને તેડવા આવી હતી. દયાલક્ષ્મી પણ એ વાત સમજી ગઈ. એણે વ્હેલાં વ્હેલાં સ્નાન-વિધિ આટોપી સ્હામેની ખીંટીએથી વસ્ત્ર લેવા પોતાનો હાથ લંબાવ્યો. પણ અરે ! ત્યાં વસ્ત્રજ ન મળે !

એ બાપડી ગભરાઇ ગઇ. એની આંખમાં આંસુ ઉભરાયાં. શું મોઢું લઇને હવે એ બ્હાર આવે ? અને ખોટી થતી પોતાની સાહેલીઓને જવાબ દે ? પોતાના પતિદેવનુંજ આ પરાક્રમ છે, એમ તેને પામી જતાં વાર ન લાગી. પરંતુ હવે એ બધી બ્હાર બેઠેલી સ્ત્રીઓના દેખતાં બૂમ મારી પોતાના એ પતિરાજને બોલાવે પણ કેવી રીતે ? અને બોલાવે તો કહે પણ શું ?

પરંતુ ભકતના ઘરની લાજ ભગવાન કેમ જવા દે ? એ ભીડભંજન ભગવાને પોતાની એક પ્રેરણા શકિતને આજ્ઞા

કરી. તુર્તજ લક્ષ્મીદેવી ઉઠયાં. " હાં ! હવે મ્હારો દાવ છે." કહી તેઓ આગળ થયાં. અંતરીક્ષથી એક સાચી ઝીકટીકીથી ભરેલી અણમૂલ સાડી રૂપે તેઓ એ ખીંટી ઉપર લટકવા લાગ્યાં.

અંદર રહ્યાં રહ્યાં આંખો મીંચી અફસોસ કરતી " બ્હેન ! તમે જાવ, હું થોડી વાર રહીને આવું છું. મ્હને હજુ માથુ ચોળવાનું છે, તે વાર લાગશે." એવો ઉડાઉ અને બનાવટી જવાબ ન છુટકે આપતી દેવશર્માની પત્નીની દૃષ્ટિએ એ ચમત્કાર પડયો. " ઓહો ! આ શું ? હુંય આંધળી ! કે આ તો જોવામાંજ ન આવી. બધું લુંટાઈ ગયું, પરંતુ આ એક રહી ગઇ લાગે છે." એમ બોલતાં હર્ષાવેશમાં એણે એ સાડી લઈ પહેરી લીધી. તે ઉમંગભેર બ્હાર આવી ઉભી રહી.

એકલી સ્ત્રીઓજ નહી, પરંતુ દેવશર્મા પોતે પણ પોતાની પત્નીને આ વિચિત્ર વેશમાં જોઇને છક્ક થઈ ગયો. આમંત્રણ આપવા આવેલી સ્ત્રીઓ તો ઝાંખી પડી જાય તેવું કરીને તુર્તજ ચાલતી થઇ ગઈ. પરંતુ દેવશર્મા, પ્રભુનો ભકત તો જરૂર સમજી ગયો, કે નક્કી આ મ્હારા પ્રભુનીજ લીલા ! માયા સિવાય બીજું કોઇ નહી.

એ પ્રમદા-પંચના પ્રયાણ પછી દેવશર્માએ પોતાની પત્નીને પૂછયું, " દેવી ! આવું અમૂલું અમ્બર તમે કયાંથી આણ્યું ? "

"કેમ ? તમારે એની શી પંચાત ? હવે એ એક રહ્યું છે, એની ઉપર પણ તમારી આંખ...." આગળ બોલતી બોલતી એ પણીઆરા તરફ આગળ વધી. ત્યાં પાણી ભરી મૂકેલું પિત્તળનું નવું બેડું ન જોયું, એટલે ચોંકી.

"અરે ! અહીં મ્હેં બેડું મૂક્યું હતું ને ? તે ક્યાં ગયું ?"

"ક્રોધ ન કર. દેવી ! એક અનાથ અબળાને......."

"આપી દીધું, એમજને ?" પતિને અધવચજ બોલતો અટકાવી એ ગર્જી, "ત્યારે તો જરૂર મ્હારૂં વસ્ત્ર પણ તમેજ કોઇકને આપી દીધું હશે."

"જરૂર. કારણકે આપણા કરતાં એને એ ચીજની વિશેષ જરૂર હતી."

"આખું ઘરજ લૂંટાવી દયોને, મ્હારા બાપનું શું જાય છે ? અને પછી બાયડી છોકરાંને (જો કે છોકરાં હતાંજ નહી.) મોસાળ મૂકજો....ઓ પ્રભુ ! જ્યાં મ્હારૂં થડજ વાંકુ, નસીબજ ફૂટેલું, ત્યાં પછી હું ક્યાં જાઉં, શું કરૂં ? કોને કહું ?" દયાલક્ષ્મી ડુસકે ને ધ્રૂસકે રોવા મંડી.

દેવશર્મા એને જેમ જેમ સમજાવે, તેમ તેમ એ વધુ ને વધુ રડવા અને રિસાવા લાગી. અંતે કંટાળી એ બાપડો હાર્યો. દયાલક્ષ્મી પણ રીસમાં ને રીસમાં રસોડામાં ન્હાઠી.

બ્રાહ્મણનું ઘર એટલે દેવસેવાને માટે અબોટીયું તો હોયજ ! અને એ દેવશર્મા ન જાણે એવી જગ્યાએ છૂપાવેલું ત્યાંથી ખોળી કાઢી તે ન્હેરી દયાલક્ષ્મીએ આડોશીપાડોશીને ત્યાંથી માગી આણેલું જે કંઈ ઘરમાં પડયું હતુ, તે બળતા હૃદયે રાંધવા માંડયું. પતિની આંખ પોતાની એકની એક છેલ્લી મિલ્કત ( સાડી ) ઉપર ન પડે, એટલા માટે રાંધણીની સ્હામેનીજ ખીંટી ઉપર દયાલક્ષ્મીએ તે રાખી હતી, જેથી રાંધતાં રાંધતાં પણ એની નજર એની ઉપરજ રહે.

પરન્તુ કુદરતની કરામત આગળ, તકદીરના તીર પાસે મનુષ્યની તદબીર તે ક્યાં સુધી ટકે ? પ્રભુનો અંશ એવી પેલીજ વૃધ્ધ ડોશી રોતી કકળતી દેવશર્માની છેલ્લી કસોટી કરવા ફરી પાછી આવી ઉભી રહી. માથુ પછાડતી એ હૃદયભેદક વાણીમાં દેવશર્માને સંબોધી કહેવા લાગી, “ઓ દયાના સાગર ! આ અભાગણીને ત્હારા તરફથી મળેલી દાનની વસ્તુઓ પેલા હરામખોર બદમાશે પડાવી લીધી....રે....”

“માતા રડો નહી.” દેવશર્માનું પ્રેમભીનું અને સાચું હૃદય પીગળતાં વાર ન લાગી. પ્રભુ ભૂખ્યા ઉઠાડે છે, પરન્તુ સુવાડતો નથી. એની ઉપર શ્રધ્ધા રાખો. શ્રધ્ધા અને સંતોષ એજ એ મ્હોટી વસ્તુ છે.”

“પરન્તુ મ્હને એક ફાટુંતૂટું પણ વસ્ત્ર આપ....”

"માતા હું જુઠું નહી બોલું. મ્હારે ત્યાં જે કંઈ હતું, તે મ્હેં આપને આપી દીધું છે. હવે એક પણ...."

"ખોટ્ટી વાત. તું પ્રભુનો પરમ ઉપાસક થઇને જુઠું શા માટે બોલે છે ?"

"જુઠું નથી બોલતો, માતા....પ્રભુના સોગન ખાઇને."

એ ભક્ત ઈશ્વરના સોગન ખાવા જેટલી ભૂલ કરી બેસે, ત્યાં તે ભક્તવત્સલ ભગવાને એને બચાવી લીધો. એની જીભ એટલેજ આવીને અટકી ગઇ. આગળ બોલતાં એને પેલી અમૂલ્ય સાડી સાંભરી. "ઉભા રહો....માજી ! હું હમણાં આવ્યો." એમ કહી દેવશર્મા ઘરમાં દોડયો.

અને જ્યાં દૈવજ ભૂલાવે ત્યાં પછી કોણ ન ભૂલે ? દૈવચ્છા દેવશર્માની તરફેણમાં અને દયાલક્ષ્મીની વિરૂધ્ધમાં હતી. રસોડામાં એટલો બધો ધુમાડો થયો હતો, કે જેથી દયાલક્ષ્મીની આંખો પૂરાઈ ગઇ હતી. અત્યારે એ આંખો ચોળી રહી હતી. એ અરસામાં એનું ધ્યાન એની પાસે આવી રહેલા પતિદેવ ઉપર ન ગયું.

દેવશર્માએ એ દિવ્ય સાડી ઉપાડી, પરન્તુ પકડાઇ ગયો. દયાલક્ષ્મીએ પોતાના પતિને એ પરાક્રમ કરતાં જોઇ લીધા. એ પૂઠે દોડી.

જ્યાં દેવશર્માએ એ સાડી નહી, પરન્તુ એ રૂપે પરીક્ષા કરતાં સાક્ષાત લક્ષ્મીદેવીને દાનમાં દેવા પોતાનો હાથ લંબાવ્યો, ત્યાં પ્રત્યક્ષ લક્ષ્મીદેવી પોતાના સત્ય સ્વરૂપમાં પ્રકટ થયા. દોડી આવતી દયાલક્ષ્મી તો એ દ્રશ્ય જોતાં જ્યાંને ત્યાંજ સ્થંભી ગઇ.

"સબૂર." લક્ષ્મીજીએ દેવશર્માને દાન દેતાં રોકયો.

"તમે કોણ છો ?"

"હું સાક્ષાત્ લક્ષ્મી છું. આ સાડી મ્હારો પોતાનો અંશ છે. હું ત્હારા આ ઉધ્ધત કાર્યથી અપ્રસન્ન થઇ ત્હને એ આપી દેવા મના કરૂં છું."

"અને તમારી એ આજ્ઞા હું કેવળ એકજ શર્તે સ્વિકારી શકું છું."

" તે ? "

"લક્ષ્મી નહી પરન્તુ લક્ષ્મીપતિ જો મ્હને દર્શન દે, તો !"

"નહી તો મ્હારૂં, મ્હારા શબ્દનું માન...."

"કેવળ મ્હારા પ્રભુનું. આ ભક્ત હૃદયને કેવળ સંસારમાં એનીજ પરવા છે, બીજી કોઈની નહી."

"અને ત્હારા એજ પ્રભુના દિનરાત ચરણકમળ સેવતી આ લક્ષ્મીની........"

"એને તો પ્રભુના ભકતો ઠોકરે મારે છે. દેવી ! ભગવતી ! પ્રભુને મેળવવામાં અંતરાય રૂપ થઈ પડનાર આપની તમા કયો આત્મા રાખે ? અજ્ઞાની, જ્ઞાની તો નહીજ."

"એમ ?"

"હા. લ્યો માજી ! આ દેવશર્માની છેલ્લી માયા."

જેવી એ સાડી પેલી વૃધ્ધ ડોશીના હાથમાં પડી, તેવીજ એ ડોશીના શરીરમાંથી તેજની એક અપ્રતિમ જ્યોત છુટવા લાગી. એ જ્યોતિમાં દેવશર્માને એના પ્રભુના દર્શન થયાં. એ નમ્યો. દયાલક્ષ્મી પણ નમી. સાક્ષાત્ લક્ષ્મીજી પણ નમ્યાં. પ્રભુએ એ ભકતના માથા ઉપર પુષ્પવૃષ્ટિ વરસાવી. ગગનમાંથી એક ભીષણ ગર્જના સંભળાઈ. "ધન્ય છે, દેવશર્મા ! ત્હારી ભકિતને !"

× × × × ×

પતિ–પત્ની લક્ષ્મી–નારાયણની દિવ્ય જોડી સ્વર્ગ વાટે અદૃશ્ય થવા લાગી. મંદમંદ હસતાં પ્રભુએ પૂછ્યું, "દેવી ! હાર–જીતનો નિર્ણય થઈ ચૂકયો ?"

"હા........પ્રભુ !"

" ભક્ત જોયો ? "

" હા........નાથ ! "

ત્યાંજ બન્ને વૈકુંઠલોકમાં આવી ઉભા.

*	*	*	*

" મ્હારા પ્રભુ ! "

" દેવી ! "

" આજ મ્હેં આપને ઓળખ્યા. "

" મ્હને નહી, મ્હારામાં રહેલા મ્હારા પ્રભુને. "

દયાલક્ષ્મીની બંધ આંખો ઉઘડી ગઇ. એને દિવ્યજ્ઞાન થયું. અને એજ ક્ષણે એ પતિના પગમાં પડી.

**આવાં અહોભાગી આત્મા આજ કેટલાં હશે ? ક્યાં હશે ?**



## પુષ્પ:— ૮ મું.

### "હિરણ્યાક્ષ–વધ."



"ગુરુદેવ ! પરન્તુ એ બે વિષ્ણુસેવકો ઋષિપત્નીને પેટે અવતર્યાં છતાં રાક્ષસો કેમ કહેવાયા ?" **શ્રીમદ્** ભાગવતના ત્રીજા સ્કંધના ચૌદમા અધ્યાય ( વરાહ અવતાર અને હિરણ્યાક્ષ વધ ) માં **ધર્મ**રાજાએ **શુક** મુનિને કથા શ્રવણ કરતાં કરતાં આ પ્રશ્ન પૃછયો.

પ્રત્યુત્તરે શુક મુનિએ પોતાના સુપાત્ર શિષ્યને હિરણ્યાક્ષ, અને હિરણ્યકશ્યપનો જન્મવૃત્તાંત આ પ્રમાણે કહ્યો. "હે રાજા ! પૃથ્વીના ઉદ્ધારને માટે **વ**રાહ અવતાર લઈ શ્રી ભગવાને પોતાના એ દ્વારપાળોને રાક્ષસયોનીમાંથી કેવી રીતે છોડાવ્યા ? તેઓનો જન્મ કેમ થયો ? કયાં થયો ? તથા તેઓ રાક્ષસ શા માટે કહેવાયા ? એ રસિક કથા હું ત્હને પ્હેલેથી કહું છું, તે તું ધ્યાનપૂર્વક શ્રવણ કર."

"**બ્રહ્મા**ના પ્રિય પુત્ર સ્વાયંભુવ **મનુ**એ પોતાની પ્રિય પત્નીને મેળવ્યા પછી તેમના પિતાના ચરણ–કમળમાં મસ્તક

નમાવી બે હાથ જોડી સ્તુતિ કરી, “ હે પરમ પિતા ! હવે મ્હને શી આજ્ઞા છે ? ”

“ હે વત્સ ! તું આ શતરુપા નામની સ્ત્રીથી ગુણમાં ત્હારા જેવીજ પ્રજા ઉત્પન્ન કરી ધર્મ અને નીતિથી પૃથ્વીનું પાલન કર. ” બ્રહ્માએ આજ્ઞા ફરમાવી.

“ પરંતુ હે તાત ! સર્વ પ્રાણીઓનું જે નિવાસસ્થાન પૃથ્વી હતી, તે તો મહાસાગરના પાણીમા ડૂબી ગઈ છે, તો હે દેવ ! મ્હારે તથા મ્હારી પ્રજાને માટે અહીંઆ સ્થાનક થાય, એ માટે એનો ઉધ્ધાર કરવા પ્રયત્ન કરો. ”

“તથાસ્તુ.” એ શબ્દ બ્રહ્માના મુખારવિંદમાંથી બ્હાર પડયો. નિમિત્ત માત્રમાં તેમના નાકમાંથી અંગુઠાના જેવડા પ્રમાણવાળું વરાહનું એક બચ્ચું નીકળ્યું. બ્રહ્મા એ વરાહના બચ્ચાંને હજુ તો જુએ, એટલામાં તો આંખની પલક માત્રમાં એ બચ્ચું હાથીના જેવડું વધી ગયું. સાશ્ચર્ય દેવતાઓ અને સ્વયંભુ પોતે એ વિષે કંઇપણ અટકળ બાંધે એ પ્હેલાં તો એ માયાવી લીલા કરનાર લક્ષ્મીપતિ મહા પ્રચંડ ગર્જના કરતાં સૂકર અવતારે જળમાં પેઠા. દેવતાઓએ હવે એમના સ્વરૂપને ઓળખ્યું. સમુદ્ર પણ એ સાક્ષાત્ શ્રી સ્વરૂપની ગર્જના અને સ્પર્શથી કંપ્યો. રસાતળમાં સાગરના ઉદરમાં પૃથ્વીદેવીને કેદ કરી સંભાળતો નર રાક્ષસ હિરણ્યાક્ષ આ

સમયે ગદા લઇ એ વીર ગર્જનાની સ્હામે થયો. દેવતાને એ દુષ્ટ દૈત્યના મહા ત્રાસથી મૂકત કરવા, પૃથ્વીનો ઉદ્ધાર કરવા, તથા પોતાના એ સેવકના શાપની પરિપૂર્ણતા કરવાજ જન્મેલા **વરાહ** પ્રભુએ જોતજોતામાં હિરણ્યાક્ષને મારી પૃથ્વીને પોતાના વામ હાથ ઉપર અધ્ધર ઉપાડી. જે વખતે પૃથ્વીને પાણીમાંથી બ્હાર કાઢી તેઓ દેવતાઓ સમક્ષ આવી ઉભા, તે વેળા આકાશમાંથી દુદુંભી–નાદ સાથે પુષ્પવૃષ્ટિ વરસી. તે પછી પોતાની ખરીથી પકડેલી પૃથ્વીને **વરાહ** ભગવાને પાણીની ઉપર સ્થિર કરી **મનુ** ભગવાનની ઇચ્છા પૂર્ણ કરી."

"પરન્તુ **પ્રભુ** ! હિરણ્યાક્ષ કયાં ? કયારે ? અને કોને પેટે જન્મ્યો ? એ તો તમે........." ભકત વિદૂરે ફરી પોતાનો પ્રથમનો પ્રશ્ન મુનિ મૈત્રેય સમક્ષ રજુ કર્યો.

"હે **વિદૂર** ! એક દિવસે સંતાનની ઇચ્છાવાળા અને કામથી પીડાયલાં **દક્ષ** પ્રજાપતિના પુત્રી **દિતિ** સૂર્યાસ્ત વખતે સાંજે યજ્ઞશાળામાં એકાગ્ર ચિત્તે ભગવદ્દ સ્મરણ કરતા **મરિચિ**ના પુત્ર પોતાના ભર્તા **કશ્યપ** મુનિ પાસે જઇ કહેવા લાગ્યા, "હે નાથ ! મદોન્મત્ત હાથી જેમ કેળને બળાત્કારથી પીડા કરે, એમ આ **કામદેવ** હાથમાં ધનુષ્ય બાણ લઇ પોતાનું પરાક્રમ બતાવતો મ્હને દીનને આજ પીડી રહ્યા

છે. માટે સપુત્ર શોકયોના સુખાનન્દથી બળતી, ( **દક્ષ પ્રજાપતિની તેરે પુત્રીઓ કશ્યપને એકી સાથે પરણી હતી.** ) અને વંધ્યા જીવનથી હમેશ ગ્લાનીમાં રહેતી એવી આ ચરણુકિંકરીની અંતરની આશા આજ પૂરો."

કેવળ કલ્યાણકારી કમળાપતિના ધ્યાનમાંજ મસ્ત કશ્યપે પોતાની સમજુ પત્નીને તેની આ વિષય–વિકારી વાસના ઉપર સંયમનો પત્થર મૂકી એ કામજ્વાળાને શાન્ત પાડવા બહુ બહુ સદુપદેશનાં શબ્દ વારી ઢોળ્યાં, પણ નિરર્થક ગયાં. છેવટે જ્યારે કામવ્યાકુળ અને મદનાંધ દિતિએ મર્યાદા મૂકી, જ્ઞાન, ભાન, અને સંયમ ચૂકી, વેશ્યાની પેઠે નિર્લજ્જ થઇને બ્રહ્મર્ષિ કશ્યપનાં ધોતીયાના છેડાને પકડયો, ત્યારે **कामान्धो नैव पश्यति ! इश्वरेच्छा बलियसी ।** અને **વિનાશકાળે વિપરિત બુદ્ધિ.** એ સૂત્રોનું સ્મરણ કરતાં ભગવાન કશ્યપે પોતાની ભાર્યાના દુરાગ્રહને વશ થઇ તેને એકાંતમાં સ્નેહાલિંગન આપી તેની મનઃકામના પૂર્ણ કરી.

પરન્તુ જ્યારે પાછળથી દિતિને પોતાના આ નિંદિત કર્મનું અને અયોગ્ય વર્તનનું ભાન થયું, ત્યારે તે લજાઇ જઇ, પોતાના ગાયત્રીનો પાઠ કરતાં પવિત્ર પતિની પાસે નીચે મુખે આવી બોલી, " હે નાથ ! આ અપરાધિનીના અપરાધનો અનુગ્રહ કરો. **પ્રમદા બુધ્ધિ પાનીએ.** એ ન્યાયે હે મહા દયાળુ દેવ ! મ્હારા ગર્ભ ઉપર પણ...."

ગર્ભ શબ્દની પુનરૂક્તિ કાને પડતાંજ કશ્યપ પુનઃ ધ્યાન–ભંગ થયા. ક્રોધાવેશમાં તેઓ પોતાની અવિચારી પત્ની પ્રતિ જોઇ બોલી ઉઠ્યાં, “ હે કલ્યાણી ! ત્હારા મનના અ-પવિત્રપણાને લીધે, સંધ્યાકાળ રૂપી દુષ્ટ સમયના દોષને લીધે, મ્હારી આજ્ઞા ઉલ્લંઘન કરવાને લીધે, અને દેવતાઓનો એટલે રુદ્રના સેવકોનો અતિ અપરાધ કરવાને લીધે, ત્હારા ઉદરમાંથી અધમ તથા દુષ્ટ એવા બે પુત્રો ઉત્પન્ન થશે, અને તે ત્રણે લોકને મહા પીડાકારક થઇ પડી ત્હારા નામ તથા કૂખને લજાવશે. ”

પતિદેવના આ ભવિષ્યકથનથી શોક અને પશ્ચાત્તાપથી દુઃખી થયેલાં દિતિ અશ્રુભર્યાં નયને બોલ્યાં, “ હે નાથ ! માર્ગ ભૂલેલી આ અપરાધિની ગમે એવી છતાં આપના છત્રની ઓશિયાળી છે. આટલો મહાભાત દંડ ન હોય ! પ્રભુ ! કંઇક પણ અનુગ્રહ કરો. ”

પવિત્ર હૃદયના પશ્ચાત્તાપથી પિગળેલાં કશ્યપે પોતાની પત્નીને આશ્વાસન દેતાં કહ્યું, “ દેવી ! ત્હારા પુત્રો જ્યારે પોતાના રાક્ષસી કાર્યોથી દાનવ અને અસૂરના ઉપનામો ધારણ કરી ચૌદ બ્રહ્માંડના દેવતાઓને કંપાવશે, ત્યારે વિશ્વ-નિયંતા ભગવાન પોતે હથીયાર ધારણ કરી, પૃથ્વી ઉપર અવતરશે, અને એમના શ્રી હસ્તે એઓનો નાશ થશે. આ

શાપ અનુસાર એ વૈરભાવે ભગવાનને ભજી ઉધ્ધાર મેળવવા ઇચ્છતા ઉભય જય—વિજય નામક વ્હારપાળોએ પોતાનો પ્હેલો જન્મ દિતિને પેટે લીધો. એમના નામ હિરણ્યાક્ષ અને હિરણ્યકશ્યપ. જેમાંનો એક પૃથ્વીનું રક્ષણ કરવા જતાં વરાહ ભગવાને હાથે અને બીજો નૃસિંહ ભગવાનને હાથે માર્યો ગયો. જેનું રસિક વૃત્તાંત હવે હું ત્હને કહું છું, તે તું સાંભળ."

"ગુરુદેવ ! એ બે પાર્ષદોએ પોતપોતાના બીજા અને ત્રીજા અવતાર કયાં ? અને કોને ત્યાં લીધા. ? તથા એમનો ઉધ્ધાર પ્રભુએ કેવી રીતે કર્યો, એ પ્રસંગ કંઈક ટુંકાણમાં સાંભળવાની મ્હારી પરમ ઇચ્છા છે." ભક્ત વિદૂરે ફરી જીજ્ઞાસા બતાવી.

"સત્ય છે. બીજે જન્મે તેઓ વિશ્રવા ઋષિની સ્ત્રી કેશિનીને પેટે રાવણ કુંભકર્ણને નામે અવતર્યા. અયોધ્યાપતિ દશરથના પુત્ર ભગવાન શ્રી રામચંદ્રજીના ધર્મપત્ની સીતાદેવીનું હરણ કરી તેઓ એમને હાથે (રામાયણમાં રામાવતારે) હણાયાં. જ્યારે ત્રીજા અવતારે ધર્મરાજા યુધિષ્ઠિરના માસીના પુત્રો શિશુપાળ અને દંતવક્ત્ર તરીકે તેમણે હસ્તિનાપુરમાં જન્મ લીધો. જ્યાં ભગવાને કૃષ્ણા (મહાભારત.) વતારે પોતાના અંશ પાર્થ રૂપે તેમનો ઉધ્ધાર કર્યો. આ રીતે શ્રીમદ્ ભાગવત, રામાયણ અને મહાભારત

જેવા ત્રણ અણમૂલ ગ્રંથો દિતિના પુત્રોને લઇને રચાયા. વળી નૃસિંહાવતારે **સનત્કુમાર** ભક્ત **પ્રહ્લાદ** રૂપે, રામાવતારે **લક્ષ્મીદેવી સીતા** રૂપે, અને કૃષ્ણાવતારે **સનત્-કુમાર** પોત્તે **પારથ** રૂપે અવતરી ઉભયના લીધેલા વચન ( વૈરભાવે ભગવાન ભજવાના ) ની કસોટી કરી. "

એમાંના પ્રથમ **નૃસિંહ** અવતારના ભકત **પ્રહ્લાદ**ની કથા મ્હને કૃપા કરી કહો, ગુરુદેવ!"

" ભલે, સાંભળ. "

*    *    *    *    *

દિતિને પેટે હિરણ્યાક્ષ, અને હિરણ્યકશ્યપને જન્મ લીધે આજ પચ્ચીસથી ત્રીસ વર્ષનો કાળ વહી ગયો છે. હિરણ્યકશ્યપની કસોટી કરવા શાપદાતા **સનત્ કુમાર** પોત્તે પ્રભુભક્ત **પ્રહ્લાદ**ને નામે એના પુત્ર તરીકે એમને ત્યાં ખેલી રહ્યાં છે.

સભા સર્વત્ર શાન્ત છે. દેશે દેશના રાજાઓને અને દેવતાઓને જીતી વિજયથી ગર્વિષ્ઠ બનેલો હિરણ્યકશ્યપ સુવર્ણ સિંહાસને બેસી નાચ-ગાનમાં મસ્ત થયેલો છે. ત્યાં એક પાંચ વર્ષનો બાળક એ ભરી સભામાં દોડી આવ્યો. સહુ કોઇ એની તરફ જોઇ રહ્યાં. હિરણ્યકશ્યપે એને ઉંચકી ચુમી લીધો. એ કોણ ?

**એજ આપણો કથાનાયક બાળક પ્રહ્લાદ !**

# પુષ્પઃ— ૯ મું.

## “ ઈશ્વરની અવજ્ઞા. ”



“ મહારાજને ઘણી ખમ્મા. ” પ્રતિહારે આવી સાત સલામ ભરી આણેલો સંદેશ રજુ કરવા હિરણ્યકશ્યપની આજ્ઞાની રાહ જોઇ.

પુત્ર પ્રહ્લાદને પ્રેમ–ચુંબન દઇ રીઝવી રહેલો દૈત્યરાજ એકાએક પ્રતિહારના આગમને સિંહાસનેથી અર્ધ ઉભો થઇ ગયો. તેણે ભયંકર અવાજે ગર્જના કરી, “ પ્રતિહાર ! ”

“ આજ્ઞા મહારાજ ! ”

“ શો સંદેશ છે ? ”

“ પ્રભુ ! સમાચાર ઘણાજ ખેદજનક છે. ”

“ શું ? ખેદજનક ! જેની વીરહાકથી સ્વર્ગના દેવતા તો શું બલ્કે વસુંધરા, અરે સારૂં વિશ્વ કંપે છે, એના હૃદયને

આઘાત કરે એવું વર્તન કરવાની કોની હિંમત ? એના કાનને અમંગળ શબ્દ સરખો સંભળાવવાની કોની તાકાત ? દૂત ! " પોતાના જમણા હાથમાં વજનદાર ગદા ઝાલી એ લાલચોળ નેત્રે નીચે કુદ્યો, " બેધડક કહી નાખ, કે એવા તે શા અશુભ સમાચાર છે ? "

" મહારાજ ! આપના બંધુ હિરણ્યાક્ષનો વધ થયો."

" હેં ! શું ! મ્હારા ભાઈનું ખૂન ? " દાંત પીસી ધરણી ધ્રજાવતો એ પ્રચંડ વીર અંગારા ઝરતી આંખે સભાજનોની સ્હામે જોઈ રહ્યો. " એવો બે માથા ધરાવનાર કાળા માથાનો માનવી કોણ છે ? "

" મહારાજ ! એ મનુષ્ય નહી, દેવતા નહી, કિન્તુ એક પશુ છે. "

" પશુ ! અને તે મ્હારા પરાક્રમી ભાઈને પરાજીત કરનાર ! તદ્દન અસંભવિત ! "

" નહી મહારાજ ! એ પ્રચંડ વરાહને આપના ભાઈનું લોહી પીતો, અને પૃથ્વીને ઉદ્ધારી સાગર બ્હાર નીકળતો આપના આ સેવકે નજરોનજર જોયો છે. "

" તો પછી એને ઠાર કેમ ન કર્યો ? "

"....કારણ કે એ વરાહ કોઈ સાધારણ પશુ નહી, પરંતુ વરાહના વેશમાં ત્હારા પરમ શત્રુ વિષ્ણુ ભગવાન પોત્તે હતા. " એમ બોલતાં સભાદ્વારમાં મહામુની નારદ દાખલ થયા.

હિરણ્યાકશ્યપે એમને આસન આપ્યું. તે પછી એ સર્વ કોઇ સાંભળે એમ ભયાનક ત્રાડ મારી બોલ્યો, "મ્હારા બહાદુર સરદારો અને સેવકો ! તમે બ્રાહ્મણો તથા ક્ષત્રિયો જ્યાં વધી પડયા છે, એવી પૃથ્વી ઉપર જાવ. ત્યાં આગળ તપશ્ચર્યા કરનાર, યજ્ઞ કરનાર, તથા દાન કરનાર એકેએક વિષ્ણુભકતના ડોકાં ઉડાવી દયો. બ્રાહ્મણ, વેદ, ગાય, વર્ણ, આશ્રમ ઈત્યાદિ તમામનો નાશ કરો. વળી તમારામાંના થોડાંક વૈકુંઠધામમાં જાવ. ત્યાંથી એકેએક દેવતાને તેમની પત્નીઓ સાથે પકડી લાવી ધન–સમૃદ્ધિનો નાશ કરો, અને બને તો એ બહુરૂપી વિષ્ણુને બાંધીને અહીં પકડી આણો."

પિતાનું વેર લેવા તત્પર બનેલા હિરણ્યાક્ષના પુત્રો કાકાની આજ્ઞા માથે ચઢાવી સૈન્ય સહ ત્રિલોકમાં ફરી વળવા નીકળી પડયાં. તેજ વખતે હિરણ્યાક્ષની પત્ની, માતા, ભગીની વગેરે સગાંસંબંધી ત્યાં આગળ આક્રંદ કરતાં કરતાં દોડી આવ્યાં. તે સર્વને શાન્ત પાડવા હિરણ્ય-કશ્યપ સહુ કોઇ સાંભળે એમ કહેવા લાગ્યો, "હે સ્નેહીજનો ! તમે મ્હારા વીર બંધુના વીર મૃત્યુની પાછળ આંસુ ન વેરો. પરન્તુ જો તમને મરનારને માટે ખરેખરો પ્રેમ હોય, એના ધગધગતા છંટાયલા રૂધીરનો યોગ્ય બદલો તમે લેવા માગતા હો, તો મ્હારી સાથે ચાલો, અને પ્રતિજ્ઞા કરો કે, "જ્યાં સુધી વીર હિરણ્યાક્ષનો વધ કરનાર એ વિષ્ણુનું

માથું ધડથી જુદું ન કરીએ, ત્યાં સુધી અમારે પાછો પગ ન ભરવો. देहं पातयामि किंवा कार्यं साधयामि !"

"સબૂર ...રાજન્! ઉતાવળીઓ મા થા. તું ધારે છે એટલું આ કાર્ય સરળ નથી. સાક્ષાત્ વિષ્ણુ ભગવાનને હાથ કરવા માટે એકલા બળ નહીં કિન્તુ સાથે બુદ્ધિની પણ જરૂર છે." નારદજીએ પોતાનો નારદ–કળાનો પાઠ ભજવવા માંડ્યો.

"તો મુનિદેવ! તમે યોગ્ય રસ્તો બતાવો." રાજન બોલ્યો.

"પ્હેલાં તો તું ઉગ્ર તપ આરંભ, અને એ સિદ્ધિ વડે અમર વરદાન મેળવી અજીત થઇ પછી ત્હારી મન-કામના પૂર્ણ કર."

હિરણ્યકશ્યપને ગળે ઋષિની આ વાત ઉતરી. તે પોતાના સગાંવ્હાલાંની રજા લઇ ગૃહકુટુંબ તથા રાજ્ય સંભાળ પોતાના ભત્રીજાને સોંપી નારદ ઋષિના કહેવા પ્રમાણે મહા તપ આદરી બ્રહ્માને પ્રસન્ન કરવા મંદરાચળ પર્વત ઉપર ચાલ્યો ગયો.

* * * *

એક, બે, પાંચ, સાત એમ જોતજોતામાં દશ વર્ષ જેટલો કાળ વહી ગયો. હમેશાં ઉગ્ર તપસ્વીઓથી બ્હીતો

રહેતો દેવાધિદેવ ઇંદ્ર આ વેળા પણ આ અસૂરના હઠ-યોગે બ્હીધો. "રખેને ! મ્હારૂં ઇંદ્રાસન માગી લે." એ વિચાર આવતાં તેણે એના તપનો ભંગ કરવાને માટે અપ્સરા આદિ અનેકવિધ ઉપાય યોજ્યાં, પરન્તુ હિરણ્યકશ્યપને એની જરા જેટલી પણ અસર ન થઇ. આખરે હારી એ વરદાતા એવા શ્રી બ્રહ્મા પિતા પાસે દોડયો, અને પોતાનો આ ભય તેમને કહી સંભળાવ્યો. "તપસ્વી રાક્ષસ શાપિત દેવતા હોઇ, એને ત્હારા ઇંદ્રાસનની પરવા નથી." એમ જણાવી તેના તપથી પ્રસન્ન થયેલા બ્રહ્મા એ તપસ્વી દૈત્ય પાસે આવી ઉભા. એમણે એ સમાધિસ્થ તપસ્વીને માથે હાથ મૂકયો. એ કરસ્પર્શે એની આશાભરી આંખો ઉઘડી ગઇ.

"ઓ ઇન્દ્રિયનિગ્રહી દાનવ ! ત્હારા તપના પ્રભાવે હું ત્હારી ઉપર પ્રસન્ન થયો છું. માટે કહે, ત્હારી શી ઇચ્છા છે?"

"આપ જો મ્હને ઇચ્છાનુસાર વર આપતા હો, તો હે સૃષ્ટિકર્તા ! હું એ માગું છું, કે **આપે ઉત્પન્ન કરેલાં એવાં કોઈ પણ પ્રાણી અગર પદાર્થથી મ્હારૂં મૃત્યું ન થાય. અંદરના અગર બ્હારના ભાગમાં, દિવસે અગર તો રાત્રીએ, પૃથ્વી ઉપર અગર આકાશ–પાતાળમાં, મનુષ્યોથી, દેવતાઓથી, પશુ-, પક્ષીઓથી, અગર પ્રાણ વિનાના જડ પદાર્થોથી લોહાથી, લાકડાથી, અગર કોઈ પણ પ્રકારના**

**આયુધથી મ્હારૂં આ સ્થુળ શરીર ન ભેદાય એવો અમર અને અજીત વર મ્હને આપો."**

"અસ્તુ." કહી ત્રિકાળજ્ઞાની બ્રહ્મા તત્ક્ષણ અંતરધ્ધાન થયા. જ્યારે અમર અને અજય બનેલો એ રાક્ષસરાજા ન્હાના મ્હોટા, દેવ, દાનવ, માનવ તમામને એપરવાઇથી પગ નીચે કચડતો, ત્રાહી ત્રાહી પોકરાવતો લાંબે વખતે પોતાના રાજ્યમાં આવી પહોંચ્યો. સગાંવ્હાલાંઓએ એને ફૂલડે ને મોતીડે વધાવ્યો. બીજેજ દિવસે એણે નગ્રમાં પડો ફેરવાવ્યો કે, "કોઇએ ઇશ્વરનું નામ લેવું નહિ, કથા—પુરાણ વાંચવા નહિ, પોતાના સિવાય અન્ય કોઇ મૂર્તિની પૂજા કરવી નહિ, તેમજ બ્રાહ્મણોને તથા ગાયને માન આપવું નહિ હું—હિરણ્યકશ્યપ, તમારો રાજાજ એકલો તમારો ઇશ્વર છું, એટલે સઘળાંએ મ્હનેજ ઇશ્વર માની પૂજવો.'

જ્યાં જ્યાં આ રાંક્ષસની આણ વર્તી ત્યાં ત્યાં ભકત હૃદયો ત્રાહિ ત્રાહિ પોકારી ઉઠયા. એ નાસ્તિક દૈત્યના હા જી હા કહેનારા દૂતો હરિભકત બ્રાહ્મણોને પકડી, લુંટી, માર મારી તેમણે પુષ્કળ પીડા પમાડવા લાગ્યાં.

અજય સિદ્ધિ પ્રાપ્ત કરેલ એ અસૂરરાજે પણ તમામ દેવતાઓને, ગાંધર્વોને, ઋષિઓને, તથા ભૂતપ્રેતાદિ સમગ્ર વિશ્વવાસીઓને જીતી લઇ ઇંદ્રના નંદનવન સ્વર્ગ સદનમાંજ પોતાના સહકુટુંબ મિત્રમંડળ સહીત પોતાનું

આસન જમાવ્યું. કેવળ બ્રહ્મા, વિષ્ણુ, અને રૂદ્ર એ ત્રણુ દેવતા સિવાય દશે દિક્‌પાળો તેની તહેનાતમાં રહી આજ્ઞા ઉઠાવવા લાગ્યાં. વિદ્યાધરો અને અપ્સરાઓ પણ ન છુટકે એની સ્તુતિ કરવા લાગ્યાં. દશે દિશામાં એણે પોતાની સત્તા જમાવી દીધી, અને ઇશ્વર તરીકે પોતાને પૂજાવવા લાગ્યો.

પરંતુ બે બે ઘડીની બાદશાહીને અચળ અને સનાતન માની તેમાં અંધ અને મસ્ત બનનાર મૂર્ખને કયાં ખબર હતી ? કે પૃથ્વી કોની થઇ છે ? કોની સાથે ગઇ છે ? કોની થવાની છે ? અને કોની સાથે જવાની છે ? સાક્ષાત્ સ્વયંભુ એને સરજ્યાં પછી નથી માપી શકયાં તો ! સૃષ્ટા પોતેજ એનો પાર નથી પામી શકયાં તો ! સર્વ કોઇ એ લીલાપતિની લીલાનેજ પહોંચતા **નેતિ નેતિ** કહી વિરામ્યા નથી શું ? એનો અર્થ શો ?

એજ પ્રમાણે એ પોતાને અમર અને અજય માનતા અભિમાની આત્માને પણ આટઆટલી સમૃદ્ધિ અને સુખ ભોગમાં કોઇ અદ્દશ્ય અવાજ ચોંકાવી-ચેતાવી રહ્યો હતો, કે મૂર્ખા, “ માનવનું અભિમાન પલકમાં ટળી જશેરે....” પરંતુ છતી આંખના આંધળા વળી જુએ છેજ કયારે ? છતે કાને (કાચા) બ્હેરાં વળી સાંભળે છેજ કયારે ? તો પછી....

*** જે આંતરનાદને અવગણે એને અમરપદની આશા કેવી ? ***



# પુષ્પઃ— ૧૦ મું.

## "છઠ્ઠીના લેખ."

"ઓ નિષ્ઠુર અને મદાંધ દૈત્યરાજ! પરાદા નાર તે મા—બ્હેન સમાન છે. એની ઉપર કુદૃષ્ટિ કરી તું હાથે કરી ઇશ્વરનો કોપ માથે ખેંચી રૈરવ નર્કનો અધિકારી શા માટે થાય છે?"

"ઈશ્વર! ઈશ્વર છેજ ક્યાં? ઇશ્વર છેજ કોણ? હું એને ઓળખતોય નથી, તેમ ઓળખવા ઇચ્છતો પણ નથી. હું પોતેજ સર્વ કંઇ કરી શકું છું. હું જાતેજ ઇશ્વર છું. જો ઈશ્વર સર્વવ્યાપી લેખાતો હોય તો મ્હારામાં અને ત્હારામાં તમામમાં તે હોવો જોઇએ. પછી મ્હને પોતાને પણ લોકો ઇશ્વર કેમ ન માને?"

"પરન્તુ ઓ મૂર્ખ! તું ઇશ્વરના અસ્તિત્વને ભલે અવગણતો હોય, છતાં અમારાં શિયળ અને સતીત્વ—ખંડન

કરવાથી ત્હારા હાથમાં શું આવનાર છે? અમે ત્હારૂં શું બગાડયું છે?"

"તમે નહી તો તમારા સ્વામી દેવતાઓએ! અને મ્હારા ભાઈના વધનું એ વૈર આજ તમારી આબરૂના ભોગે હું વાળવા માગું છું."

"પરન્તુ જેણે વધ કર્યો તે એને માટે જવાબદાર છે. અમારા પતિઓએ ત્હારૂં..........."

"એકને પાપે આખું વહાણ ડુબે. તમારા દેવતા પતિદેવે એ મ્હારાં હડહડતાં દુશ્મનના ઉપાસકો, પૂજકો અને સ્હાયકો છે, અને એટલા માટેજ હું એ તમામનો પણ રસ્તો આજ સાફ કરી નાખવા માગું છું. ચાલ! ઓ ઇંદ્રલોકની મહામાનીતિ ઇંદ્રાણી! પ્હેલાં તુંજ પાસે આવ. મ્હારી રાણીને ત્હારો પતિ પકડી ગયો હતો, એ યાદ છેને?"

અત્યાચારી હિરણ્યકશ્યપના પંજામાં સ્વર્ગના દેવતાઓની ધર્મપત્નીઓ ફસાઇ પડી હતી. વૈરમાં અંધ બનેલો અસૂર આજ એ સર્વની લાજ લુંટવા તત્પર થઇ રહ્યો હતો. સતી ઇંદ્રાણીનો હાથ પકડી એણે એને જમીન ઉપર પટકી.

"ઓ પ્રભુ! નાથ! તમારી દીકરીને..........."
ઇંદ્રાણીના મોઢામાંથી એક પણ શબ્દ આગળ પડે, તે પ્હેલાં તો ત્યાં રાજરાણી શ્યામલતા ધસી આવી.

" નાથ ! નાથ ! આ શું ? "

હિરણ્યકશ્યપ પોતાની પતિવ્રતા સતી પત્નીના તેજ પુંજ પાસે ઝાંખો પડી ગયો. ઇંદ્રાણીનો હાથ એના હાથમાંથી ઢીલો થતાંજ એ દોડી શ્યામલતાની પડખે આવી ઉભી રહી. અન્ય બંદીવાન દેવાંગનાઓએ પણ એજ કાગને કોટે પડેલી રત્નમાળાનો આશ્રય લીધો.

અને પ્રમદાની પાસે કયો પુરૂષ પાણીથીય પાતળો નથી થઇ જતો ? અરે ! અબળાઓના આંખના પલકારાએ તો ભલભલા પાણીદાર વીરલાઓના પ્રાણ હથેલીમાં નચાવ્યા છે. એ અમોઘ શકિત શું ન કરી શકે ? તેમાંય પાછું સતીવ્રતનું તેજ ! દેવાધિદેવને પણ એકજ હાકે ધ્રુજાવનાર હિરણ્યકશ્યપ પોતાની પત્નીની પવિત્ર મુખમુદ્રા પાસે દીન હીન લાચાર થઇ ગયો. તેને મનાવી–સમજાવી લેવા તે પાસે આવી બોલ્યો, " દેવી ! આ દેવાંગનાઓને હું મ્હારી દાસી બનાવવા માટેજ અહીં પકડી લાવ્યો છું, અને તેમ કરવાની ના પાડતાંજ હું એમના ઉપર આટલો સખત થતો હતો...."

શ્યામલતા પતિદેવનો ઇરાદો અને બોલવાનો મર્મ પામી ગઇ, છતાં સમય વિચારી ન બોલી. પતિવ્રતા પતિનો આશય જાણ્યા છતાં પોતાનો ક્રોધ દબાવી દઇ બોલી, **" નાથ ! સ્વતંત્રતા કોને પ્રિય નથી ? સ્વામિત્વ કોને વ્હાલું નથી લાગતું ? સહુ કોઇને. "**

" છતાં સ્વામી અને સેવક, ન્યાયાધિશ અને ગુન્હેગાર એ ઉભયને માટે એ સમાન તો નજ હોઇ શકે. સ્વામીનો અને સેવકનો ધર્મ જુદો જુદો છે, અને હોવો જોઇએ."

**" પ્રભુ ! પરન્તુ ધર્મ અને પ્રેમના પાણી પરાણે ( બળાત્કારે ) ન પિવાય, ન પવાય ! એ તો અંતરની ઉર્મિથીજ આપોઆપ ઉકેલાય ! ઝીલાય !"**

" હું એ ધર્મના વાદવિવાદમાં અત્યારે ત્હારી સાથે ઉતરવા નથી માગતો. આ દેવાંગનાઓ જો ત્હારી દાસી થવા કબૂલ કરતી હોય, તોજ હું તેમને......."

" પ્હેલાં મ્હને વચન આપો, કે આ તમામ દેવાંગના મ્હારેજ માટે છે, મ્હારીજ દાસી થશે, મ્હારીજ મિલ્કત છે."

" લે, આ મ્હારૂં વચન, એ સર્વ ત્હને સોંપી." કાર્યમાં કપટી પરન્તુ વ્યવહારમાં ભોળા રાક્ષસરાજે ચતુર પત્નીને કોલ આપ્યો.

" તો પછી મ્હારી થયેલી આ મિલ્કતનો હવે હું ફાવે એમ ઉપયોગ કરૂં, એમાં કોઇને શું લેવાદેવા ? મ્હને કોણ અટકાવી શકે એમ છે ?"

" કોઇજ નહી. ત્હારે જોઇએ તો એની પાસે ત્હારા પગ દબાવ....વા ઢોળાવ........"

" તે હવે તમારે પણ જોવાનું નથી. હું એમને માટે કાંઈક જુદોજ વિચાર રાખું છું."

" તે શું ? "

" મૂક્તિ ! છુટ્ટી ! "

" હેં ! શું ? "

" મ્હારી મિલ્કત છે, એની ઉપર મ્હારો હક્ક છે. મ્હારી એવીજ ઇચ્છા છે, કે એ પણ મ્હારા જેવી સામાન્ય સ્ત્રીઓજ છે. મ્હારી એ ધર્મભગીનીઓ પણ મ્હારી માફક જેમ સ્વતંત્રતા મેળવી પોતાના શિયળ તથા પતિવ્રતનું રક્ષણ કરવા, તથા પોતાના પતિદેવને પ્રાપ્ત કરવા પોતાની ફર્જ બજાવવા આવી છે, એમ સન્માન સહિત સહીસલા- મત પાછી ફરે. "

" શ્યામા ! શ્યામા ! તું આ શું બકે છે ? "

" નાથ ! તમે કેમ સમજી શકતા નથી ? **જેવી આપણી આબરૂ આપને વ્હાલી હોય છે, તેવીજ બીજાઓની મા–બ્હેનની આબરૂ બીજાને પણ હોય છે.** એમને બદલે તમારી આ શ્યામાનેજ કોઇ પકડી જાય, અને તેની આબરૂ લે, તો........તો તમે શું કરો ? જોયા કરો ? "

" અરે ! તે દુષ્ટના, કટકે કટકા કરી નાખું. "

"તો પછી જેવું આપણું, તેવુંજ અન્યનું. નાથ ! માટે સુખી થવા ઈચ્છતા હો તો આ દેવ–પત્નીઓએ એમને નિવાસસ્થાને પાછી વળાવી એમની આશિષ લ્યો."

"તું ત્હારે વળાવ્યાં કરજે. મ્હને નાક રાખતાં આવડે છે, ત્હારી માફક કાપતાં નહી, સમજી ?" એવું માર્મિક મ્હેણું મારી એ દૈત્યરાજ પત્નીની વાચાળતા પાસે ન ફાવવાથી હાથ ઘસતો અને દાંત પીસતો ત્યાંથી ચાલતો થયો. જ્યારે શાણી સતીએ પતિના ગયા પછી એ દેવાંગનાઓને નિર્ભય રીતે એમને ઘેર પ્હોંચતી કરી. કયાં સતી ! (શ્યામલતા) કયાં પતિ ! છઠ્ઠીના લેખ તે આનું નામ ! **કંઠમાં પડેલી મૌક્તિકમાળાની કીંમત કાગને તે કયાંથી હોય ? એની કદર તો હંસલાનેજ !**

**એ તો હીરાની પરીક્ષા ઝવેરીનેજ હોય !**



# પુષ્પઃ— ૧૧ મું.

“ બ્રહ્મજ્ઞાન. ”

[—: ભજન :—]

એક પ્રભુનું નામ,
સદા લે એક પ્રભુનું નામ.
અંધા ! તું શોધે કયાં એને ? એ તો ઠામોઠામ...
ગણાયે ઘટ ઘટ વ્યાપક રામ...એક૦
સ્વર્ગ, મૃત્યુ, પાતાળ ફરો પણ ખાલી મળે ના ધામ,
અણુએ અણુમાં અંશ અહાહા ! સઘળે મ્હારો શ્યામ...
અખિલનો એ ને એનું તમામ...એક૦

દૈત્યરાજ હિરણ્યકશ્યપની ઇશ્વરી સત્તાનો નીડરપણે જો કોઇએ અનાદર કીધો હોય તો તે કાળા માથાનો માનવી આ પ્રભુભકત પોતેજ હતો. ગામને પાદરે એક ન્હાની સરખી ઝુંપડી બાંધી એ પોતાના દિવસો

પ્રભુભજનની મસ્તીમાં પસાર કરતો હતો. ગોવિન્દઘેલો એ ગોરો જાતનો કુંભાર હોઇ એજ ધંધો કરી પોતાનું જીવન ગુજારી રહ્યો હતો.

આજ સ્હવારના આછા અજવાળામાં એ પોતાનો નિભાડો સળગાવવા નિત્યનિયમ પ્રમાણે ઉઠયો હતો. સ્નાનાદિથી પરવારી પ્રભુભજન કરતો એ ગોરો કુંભાર નિભાડામાં આગલા દિવસના તૈયાર થએલાં કાચાં હાલ્લાં પાકા બનાવવા ગોઠવી રહ્યો હતો. ત્યાં રમ્ય પ્રભાતનો આનન્દ લૂંટવા પોતાના બે ત્રણ મસ્તીખોર સહચરો સાથે તોફાન, દોડાદોડી અને પકડા-પકડી રમત રમતો, ગુરૂને ત્યાં વિદ્યાભ્યાસને માટે જતો બાળક પ્રહ્લાદ પોતાના એ મિત્રોથી વિખૂટો પડી આવી પહોંચ્યો. ગરીબ વૃદ્ધ કુંભારને કાચા માટલાં એક પછી એક નિભાડામાં ગોઠવતો જોઇ એ બાળક બુદ્ધિના છોકરવાદ રાજકુમારને એની મશ્કરી કરવાનું મન થયું. એટલામાં એની નજર એ માટલાના ઢગમાં સંતાયલા બે બિલાડીના તરતના જન્મેલાં બચ્ચાંઓ પ્રતિ ગઇ. તુર્તજ તેમને ઉઠાવી તેણે એક માટલામાં મૂકયા.

એક તો પ્રભાતનો પ્હોર, અને તેમાંય વળી કુંભારની વયોવૃદ્ધ અવસ્થાને લીધે એની ઓછું અવલોકી શકતી આંખ! વિશેષમાં હરિ ભજન લલકારવામાં એ મસ્ત અને પાગલ બનેલો! એટલે ધૂનમાં ને ધૂનમાં એનાથી એ બચ્ચાં સાથેજ માટલું નિભાડામાં ગોઠવાઇ ગયું.

" સળગશે, એટલે જોવાની ગમ્મત પડશે." એવા વિચારે હરખાતો એક ખુણામાં સંતાયલો રાજપુત્ર હવે કુંભાર ક્યારે નિભાડો ચેતાવે છે ? એ વાટ જોવા લાગ્યો. ત્યાં તો ગોરાએ પ્રભુનુ નામ લઈ નિભાડામાં બળતું લાકડું ચાંપ્યું.

" જય શ્રી કૃષ્ણ. "

ગોરા કુંભારના મુખમાંથી પરમાત્માનું નામ બ્હાર પડતાંજ રાજકુમાર ચોંકયો. આનન્દ અને મશ્કરીની વાત પડતી મૂકી તે એકદમ કુંભાર પાસે આવી ઉભો. ગમે એવો પણ એક નાસ્તિક પિતાના સંસર્ગમાં ઉછરેલો એ પુત્ર ! પછી એનામાં એના પિતાનાજ ગુણોનો વારસો હોય, તો એમાં આશ્ચર્ય શું ? ગોરો કુંભાર નિભાડો ચેતાવતાં પોતાના પિતાને શા માટે યાદ કરતો હશે ? એ શંકાએ તેના હૃદયમાં જન્મ લીધો. એણે પૂછ્યું, " કાકા ! તમારૂં નામ ? "

" ભાઇ ! મ્હારૂં નામ ગોરો."

" તમે હમણા જગદીશનું, અર્થાત્ મ્હારા પિતાનું નામ શા માટે લીધું ? "

" ભાઈ ! જગદીશ કાંઈ ત્હારા એકલાના પિતાનું નામ નથી. એ પ્રભુ તો તમામનો પિતા છે. તેમજ એનું નામ હું અત્યારેજ નહી પરન્તુ ચોવીસે કલાક લઉં છું. "

" ત્યારે શું તમે મ્હારા પિતા હિરણ્યકશ્યપને ઈશ્વર તરીકે માની તેનું નામ નથી લેતા ? "

ગોરા કુંભારને હવે એને ઓળખવાની જરૂર ન રહી. તે નમ્ર ભાવે પ્રહ્લાદના હૃદયમાં ઉપદેશામૃત સીંચવા લાગ્યો, "રાજપુત્ર ! તમે એ નથી ભણ્યા, કે ઇશ્વર સર્વવ્યાપી છે; અને તે અણુએ અણુમાં પ્રકાશી રહ્યો છે. અને જો એમ છે, તો પછી ઇશ્વર તમારા પિતામાંજ છે, અને અન્યમાં નહી, એમ માનવાની કેટલી બધી ધૃષ્ટતા! અનાદી, અજર, અમર, નિરૂપ, અને નિરાકાર એ સત્ ચિત્ આનંદ ઇશ્વર તો એકજ છે ! મ્હારામાં છે, તમારામાં છે, તમામ આત્મામાં છે."

" જો એમજ છે, તો પછી ત્હારો ઈશ્વર કયાં છે ? એ દેખાતો કેમ નથી ? "

" છે, અને એ તો તમામને દેખાય છે; પરન્તુ આપણેજ એને જોઇ શકતા નથી, જોવાની પરવા રાખતા નથી. ભાઈ ! તું જ્યાં જુએ, જ્યારે જુએ, જેવી ભાવનાથી જુએ, ત્યાં, ત્યારે તેવા રૂપમાં મ્હારો ઈશ્વર હાજરજ છે. "

" શું ? આ પત્થરમાં ? નિભાડામાં ? માટલામાં ? "

"હા.... જડ તેમજ ચેતન તમામમાં."

"પરન્તુ મ્હારો પિતા તો ધારે એ કરી શકે, એટલો સામર્થ્યવાન છે, જ્યારે ત્હારો ઈશ્વર..........."

"....મ્હારો ઇશ્વર ધારે તે શું, ચાહે તે શું, પરન્તુ તું કહે તે, કલ્પે તે કરી શકવા સમર્થ છે."

"એમ છે, તો સ્હામે જો. ત્હારા ભડભડાટ બળતા આ નિભાડામાં પેલું ઉંચે દેખાય છે, એ માટલામાં મ્હેં બિલાડીના બે જીવતાં બચ્ચાં રમતમાં મૂકી દીધાં છે. જો ત્હારા ઇશ્વરમાં પાણી હોય તો એને એમને એમ જીવતા બ્હાર કાઢે."

"અને એમ બને તો !"

"તો આ ક્ષણેજ હું ત્હારા ઈશ્વરની મહત્તા કબૂલ કરી મ્હારા પિતાના ઈશ્વરી હક્કને તિલાંજલી આપું. પરન્તુ જો ચૂકયો તો સોએ વર્ષ પૂરાં થયાં સમજવાં."

"કબૂલ છે."

* * * *

બાળક **પ્રહ્‌લાદે** હરિભકત **ગોરાની** સાથે શર્ત મારી. નિભાડો ગગનગામી જ્વાળાઓ ઉડાડતો ભડભડાટ ચેતી રહ્યો હતો. બાળક **પ્રહ્‌લાદ** ઇશ્વરી ચમત્કાર જોવાને માટે અધીર હૈયે ઉભો હતો. ત્યાં ઈશ્વર ઉપર અચળ શ્રધ્ધા રાખનાર **ગોરા** કુંભારે **પ્રભુને** સંભારવા માંડયા.

*** ભજન ***

હરિને ભજતાં હજુ સુધી કોઇની લાજ જતાં નથી જાણીરે,
જેનો સ્નેહ શામળીઆની સાથ...વદે વેદ વાણી રે...

વ્હાલે નરસિંહ મહેતાને હાર...હાથોહાથ આપ્યો રે,
દઇ ધ્રુવને અવિચળ રાજ...પોતાનો કરી સ્થાપ્યો રે...

વ્હાલે મીરાં તે બાઇનાં ઝેર...હળાહળ પીધાં રે,
પાંચાલીના પૂર્યાં ચીર...પાંડવ કામ કીધાં રે...

એવા ભીડભંજન ભગવાન......ભકતને કાજે રે,
આવ્યા છો, ને આવો છો નાથ ! આવજો આજે રે...

( પારસમણી ભજનસંગ્રહમાંથી )

પ્રભુભજન કરતાં કરતાં ગોરા કુંભારે પ્રભુમય બની પોતાની આંખો મીંચી દીધી. થોડી વારે એને ભક્તવત્સલ ભગવાનના દર્શન થયાં. તુર્તજ એની પ્રફુલ્લ પાંપણો ઉઘડી ગઇ. અગ્નિ પોતાનું કામ કરી ચૂકયો હતો. નિભાડો પણ સંપૂર્ણ ધગધગી હવે શાંત પડી ગયો હતો. ગોરો કુંભાર બરાબર એજ વખતે નિભાડા પાસે દોડયો.

એક મ્હોટી લાકડી લઈ એણે પ્રહ્લાદે આંગળી બતાવી, એ લાલચોળ થયેલી માટલીમાં જબરો ફટકો લગાવ્યો. માટલાના બે ભાગ થતાંજ એમાંથી મીં....આઉં.... મીં....આઉં....કરતાં બિલાડીના બે બચ્ચાં એમના એમ સજીવન નિકળી ન્હાઠાં.

અને પ્રહ્લાદ ! એના હાથમાંથી ભણવાના પુસ્તકોનું દફ્તર નીચે સરી પડયું હતું. એની આંખો એ નિભાડા -

અને ભાંગેલા માટલા પ્રતિ સ્થિર થઇ ગઇ હતી. પાષાણવત્ સ્થંભી ગએલા એના શરીરને ગોરા કુંભારે હલાવ્યું, "રાજપુત્ર ! મ્હારા પ્રભુનો સાક્ષાત્કાર થયો ? પરચો જોયો ?"

"જોયો, પરન્તુ ઓ ગુરુદેવ ! મ્હારી નહી તમારી આંખોએ. આજ મ્હારી બંધ આંખો ઉઘડી ગઇ છે. મ્હને સાચું **બ્રહ્મજ્ઞાન** થયું છે. મ્હને સત્યનું ભાન કરાવનાર ઓ મહાપુરૂષ ! આજથી તમેજ મ્હારા સાચા ગુરુ છો, હું તમારો શિષ્ય છું. મહાત્મન્ ! મ્હને ઉપદેશ આપો, ગુરુમંત્ર દો."

"ભાઈ ગોવિન્દનેજ ગુરુ કરો, એનેજ સ્મરો, સર્વ કંઇ એને ચરણેજ ન્યોછાવર કરો. યાદ રાખો, કે ઇશ્વર એકજ છે, નિરૂપ, નિરાકાર અને નિરંજન છે."

"મ્હને ગુરૂમંત્ર દયો."

"**ॐ તત્ સત્ શ્રી પરમાત્મને નમઃ !** બેટા ! **શિવોહં શિવોહં ! શિવોહં !"**

"અને ગુરુદેવ ! આ તમારા બાલકને હવે શો આદેશ છે ?"

"પોતાને ઇશ્વર તરીકે મનાવતાં ત્હારા અવિચારી પિતાને સમજાવ, ન સમજે તો પ્રાણને ભોગે પણ એની

વિરુદ્ધ થઇ ઠેકઠેકાણે પ્રભુભક્તિના મંત્રો અને ઉપદેશો ગજાવ. ધર્મ, જાતિ, અને સત્યનો થયેલો લોપ ફરીથી જાગ્રત કર. ત્હારા ધર્મબંધુઓને અને ધર્મભગીનીઓને ઉગાર. લોકસેવાનો મહામંત્ર શીખ. **મ્હેલું લોકહીત પછી સ્વહિત, મ્હેલું લોક-કલ્યાણ પછી આત્મ કલ્યાણ, મ્હેલો પરમાર્થ પછી સ્વાર્થ, મ્હેલાં શીવ પછી જીવ.**"

"શિરોમાન્ય, પ્રભુ ! અન્ય કંઇ આદેશ ?"

"શ્રદ્ધાળુ અને સહનશિલ થાવ. દુઃખના ડુંગર તૂટે પરન્તુ ડરો નહી, ધ્યેય અને સિધ્ધાંતથી પાછા ફરો નહી. **कार्यं साधयामि किंवा देहं पातयामि।** કરવું કયાં મરવું."

"અને ગુરુદેવ ! હવે રજા ચાહું છું."

"કલ્યાણ....કલ્યાણ....કલ્યાણ."

આંખ મીંચીને ઉઘાડીએ એટલામાં **પ્રહ્લાદને બ્રહ્મ-જ્ઞાન** થયું. એણે ઈશ્વરને ઓળખ્યાં. આંખો મીંચી દઈ એણે હૃદયમાં **ધરણીધરનું** ધ્યાન ધર્યું. ત્યાં એને શોધતાં એના બાળમિત્રો (નિશાળીઆ) આવી પહોંચ્યાં. **પ્રહ્લાદને** આંખો મીંચી વિચારમાં ઉભેલો જોતાં પ્હેલાં તો તેઓ વિમાસણમાં પડયા. પરન્તુ પછીથી તો "આપણને બનાવવા ઢોંગ કરતો હશે." એમ કહી એક ટીખળીએ એને ખભેથી

પકડી હલાવ્યો. "પ્રહ્લાદ ! એ સાધુ મહારાજ !" એકે એનું નાક દાબ્યું. એજ વખતે એ પરમભક્ત પ્રહ્લાદની આંખો ઉઘડી ગઇ. સાથે મોઢું પણ ઉઘડી ગયું. એના મોઢામાંથી પ્હેલવ્હેલો ગુરૂમંત્ર બ્હાર પડયો, જે સાંભળી એના સર્વ સાથીઓ આશ્ચર્યમાં લીન થઇ ગયા.

**→ ॐ તત્ સત્ શ્રી પરમાત્મને નમઃ ! ←**



## પુષ્પઃ— ૧૨ મું.

### " બહુ કરે તે થોડાને માટે. "

[ નૃત્ય–ગાન. ]

નૃતિકાઃ—

મધુરી પ્યારની મસ્તી,
અરે હાં...પ્રેમની મસ્તી...
મીઠી મહોબત તણી મસ્તી.

કંઇને રડાવે એ..કંઇને હસાવે એ..કદી રડતી..કદી હસતી,
કોઇ દિન અણમોલી થઇ બેસે..(તો) કોઇ દિન છેકજ સસ્તી...

મધુરી...

[—: શેઅર :—]

રે...કંઇકને એ મસ્તીએ પાગલ કરી મૂકયાં,
આત્મોન્નતિના માર્ગ એમાં કૈંક જન ચૂકયાં.
સંસારીઓએ શંખ એની મસ્તીના ફૂંકયાં,
સંન્યાસી જ્યારે કૈંક એના નામ પર થૂંકયાં.
જોયા વિના વળી કૈંક તો આંખો મીંચી ઝૂકયાં,
કોકે લુંટયો એ લ્હાવ (તો) કૈંકે મસ્તકો મૂકયાં.

આજે ચઢાવે તો કાલે પછાડે, તમને ફસાવી ને ફસ્તી,
જયમ જયમ એની પૂંઠે દોડો...ત્યમ ત્યમ એ દુર ખસ્તી.
મધુરી...

શુદ્ધ અશુદ્ધ ગમે એ ભાવે......પણ એ સહુને ડસ્તી,
વિધ વિધ વેશે, વિધ વિધ રૂપે...વિધ વિધ રીતે વસ્તી.
એની હર જગ્યાએ હસતી...
મધુરી...

---

આવાં આવાં નૃત્યગાનથી પોતાનેજ ઈશ્વર કહેવડાવતા રાક્ષસરાજ હિરણ્યકશ્યપનો દરબાર ગાજી રહ્યો હતો. ત્યાં એ દૈત્યના બે નિષ્ઠૂર દૂતો દરબારમાં કેટલાક દીન બ્રાહ્મણોને ઘસડી લાવ્યાં.

"મહારાજ! આ બ્રાહ્મણો આપને ઇશ્વર તરીકે માનવાની ના પાડે છે."

"શું? આ મનુષ્ય રૂપી મગતરાંઓ! તમે મ્હારા ફરમાનની અવગણના કરો છો?"

"ઓ નિષ્ઠૂર દયાહીન દૈત્યરાજ! ઇશ્વર આવાં કાળાં કામ કોઈ દિવસ કરેજ નહી. અરે ઇશ્વરના અવતારી તરીકે ઓળખાવવા તો શું પરન્તુ એનું નામ લેવાને પણ તું નાલાયક છે." એક તામસી પ્રકૃતિવાળો બ્રાહ્મણ પંડિત ગર્જ્યો.

"મહાનાભ! એની ક્યાં એમ બોલતી જીભ બ્હાર ખેંચી કાઢ."

"સબૂર! ઓ અસૂરોના સ્વામી! શું તું ઇશ્વરના અસ્તિત્વનો ઇન્કાર કરે છે?"

"અલબત્ત, બેશક, હું અત્યારેજ, આ ક્ષણેજ ત્હને બોલતો બંધ કરી દઈ એ જોવા માગુ છું, કે ત્હારો ઇશ્વર કેવો છે? ક્યાં સંતાયલો છે?"

"વિશ્વના અણુએ અણુમાં, મ્હારામાં, ત્હારામાં, અને તમામ પ્રાણીમાત્રમાં મ્હારો નહી, ત્હારો નહી, પરન્તુ તમામનો એ ઇશ્વર સંતાયલો છે. પિતાજી! તમારા આ પુત્રના વચન ઉપર વિશ્વાસ રાખો. એ ઇશ્વરના અસ્તિત્વની ખાત્રી નજરોનજર જોઇને, અનુભવીને કરી આવ્યો છે. પાપીઓને સંહારનાર, અને એના આવા પૂણ્યાત્મા ભકતોને બચાવનાર એ ભક્તવત્સલ ભગવાન હરજગ્યાએ, હરવખતે હરકોઇને માટે હાજર છે."

ઉપદેશની લાલ પતાકા સાથે બાલક પ્રહ્લાદ એ સભામાં આવી પહોંચ્યો. બ્રાહ્મણો એ પંદર વરસના બાળકને પગે પડયા. હિરણ્યકશ્યપ તો કોઇ દિવસ નહી અને આજે અચાનક પોતાના પુત્રમાં થયેલો આવો મહાન ફેરફાર નિહાળીને ડરીજ ગયો. દરમ્યાન પ્રહ્લાદે તો પોતાની વાગ્ધારા ચાલુજ રાખી.

"...............અને આ પતિત હૃદયની વેશ્યાઓના નાચ–ગાન શા ? પ્રેમના નિન્દ્ય અને નિર્લજ્જ આવા શૃંગારી પદો સાંભળી કાનને અપવિત્ર કરવા કરતાં પ્રભુ ભક્તિના પવિત્ર ભજનોથી એને પાવન કરો. જેનું અંગે અંગ મેલું છે, એવી આ નૃતિકાઓના નાચ મુજરા કરતાં આ બ્રાહ્મણો અને પંડિતોના હરિકીર્તનમાં રસ લેતાં થાવ..............."

"બસ કર, પ્રહ્લાદ ! હું હિરણ્યકશ્યપ ! ખૂદ ઇશ્વર ! ત્હારો તાત છું, એ શું તું ભૂલી ગયો ?"

"પિતાજી ! મ્હારા તાત ઈશ્વર તે તમે નહી, પરન્તુ પેલા બળતા નિભાડામાંથી બિલ્લીના બચ્ચાં બચાવનાર એ મ્હારા ગુરૂદેવ ગોરા કુંભારના ઇશ્વર !"

"ગોરો કુંભાર ! એ વળી કોણ છે ?"

"એક ગરીબ પ્રભુભકત !"

"હઁ....સમજ્યો........તેણેજ ત્હારી મતિ ભમાવી લાગે છે."

"મતિ ભમાવી નથી, પરન્તુ ભ્રમિત મતિને ઠેકાણે આણી છે. હું ખોટે રસ્તે દોરાતો હતો, ત્યાંથી ઉંચકી તેમણે મ્હને ખરો રસ્તો બતાવ્યો છે."

"તું એને ઓળખે છે ?"

" કેમ નહી ? "

" મ્હને એની પાસે લઇ જશો ? "

" કહો તો અત્યારે. "

" તો ચાલ મ્હારી સાથે. "

" ભલે, ચાલો. "

બન્ને ગોરા કુંભારને ત્યાં ચાલતા થયા.

*   *   *   *

પિતા–પુત્ર એને ઝુંપડે આવી પહોંચ્યા. દુષ્ટ ઈરાદાથી આવેલા બાપને પ્રહ્લાદ માટી લઈ ચાક ઉપરથી હાંડલા ઉતારતા ગોરા કુંભારને દુરથી બતાવતો બોલ્યો, " પિતાજી ! જુઓ, પેલા પ્રભુભજન કરતા કરતા ચાક ફેરવી રહ્યા છે, એજ મ્હારા ગુરૂદેવ ! "

" આ ઇશ્વરીજ્ઞાન ત્હને એણે આપ્યું ? "

" જી....હા...."

" તો ઉભો રહે....હું પણ હમણા ત્હારી માફક એની પાસેથી.........."

અર્ધુંપર્ધું બોલી એ ક્રોધે ભરાયલો અસૂર એનો વધ કરવા દોડયો. નીચું જોઇ હરિભકિતમાં મસ્ત બની બેઠેલા, અને પોતાનું કામ કર્યાં જતાં કુંભારને મારવા એણે પોતાની રાક્ષસી ગદા ઉંચી કરી. ત્યાં એક કૌતક બન્યું.

કુંભારનો એકનો એક એક વર્ષનો છોકરો રમતાં રમતાં પાસે પડેલા કાદવના ઢગમાં પડી ગયો. હરિઘેલછામાં ગાંડા બનેલા ગોરાએ માટી ભેગો એનેય ઉપાડી ચાક ઉપર ચઢાવી દીધો. ચાક ચક્કર ચક્કર ફરવા માંડયો. બાળક પુત્ર એમાં પીસાઇ ગયો.

પળવાર આ દૃશ્ય જોતાંજ હિરણ્યકશ્યપનો ઉંચો થયેલો હાથ એમનો એમ રહી ગયો. એ જરા દૂર હઠી ગયો. એટલામાં પાણી ભરવા ગયેલી ગોરા કુંભારની પત્ની ત્યાં આગળ આવી પહોંચી, એણે આ દૃશ્ય દૂરથી જોયું.

" નાથ ! આપણો સેવક અંદર આવી ગયો. "

" લે....બ્હાર કાઢી લે. "

ગોરાએ એટલું કહેતાંજ તૈયાર થએલું કાચું તાજું માટલું એની પત્નીની સ્હામે ધર્યું. કુંભારની પતિવ્રતા પત્નીએ એ તુર્તજ પછાડી ભાંગી નાખ્યું. અત્યંત અજાયબીની સાથે અંદરથી કુંભારનો એ બાળક જેવો ને તેવો હસતો રમતો બ્હાર નીકળી પોતાની માને બાઝી પડયો.

પ્રહ્લાદ અને તેનો પિતા બંને આ અલૌકિક દ્રશ્ય જોઈ રહ્યાં. પરન્તુ હિરણ્યકશ્યપને તો આ જાદુ લાગ્યું. એણે એ માયાવી જાદુગરનો નાશ કરવા પોતાની ગદા પૂરી ઉગામી.

ત્યાં તો પ્રહ્લાદે પિતાને વારવા અને ગુરૂને બચાવવા દોટ મૂકી. પરન્તુ પ્રહ્લાદ પાસે આવી પ્હોંચે, અગર તો આ ભયંકર હત્યાકાંડ થઇ જાય, એ પ્હેલાં તો એ જગ્યાએ એક જબરજસ્ત ધડાકો થયો. વિજળીના જેવા તેજસ્વી ચમકારા વચ્ચે ચકર ચકર ફરતો એ ચાક ફાટયો, એની અંદરથી સુદર્શન ચક્ર ધારણ કરેલી એક અલૌકિક તેજની પ્રતિમા બ્હાર નીકળી. પ્રહ્લાદે એને જોઇ, ઓળખી અને વંદન કર્યાં, જ્યારે હિરણ્યકશ્યપની આંખો અંજાઇ ગઇ. એની ગદા જમીન ઉપર પડી ગઈ. એ મૂર્ચ્છિત થઈ જમીન ઉપર ઢળી પડયો.

જ્યારે પ્રહ્લાદે પોતાની આંખો ઉઘાડી, ત્યારે તેની અત્યંત અજાયબીની વચ્ચે આશ્રમ, ગોરો કુંભાર, પેલી દૈવી પ્રતિમા, કશુંજ ન મળે. કેવળ તેના પિતાજ બેભાન અવસ્થામાં ત્યાં પડેલા હતા. ચાંપતા ઉપાયે કંઇક શુદ્ધિમાં આણી પ્રહ્લાદ એમને લઇ મ્હેલ તરફ પાછો ફર્યો. એનું અંતર એના પિતાને સંબોધી એજ કહી રહ્યું હતું કે,

**બાપૂ ! બહુ કરો તે થોડાને માટે**



# પુષ્પઃ— ૧૩ મું.

## "આત્મા અને પરમાત્મા"



"તમે એને શું શિક્ષણ આપો છો? શું ભણાવો છો?" હિરણ્યકશ્યપે શાળામાં આવી પ્રહ્‌લાદને માટે મહેતાજીની ધુળ ખંખેરવા માંડી.

"મહારાજ! બહુજ રમતિયાળ અને તોફાની છે. મ્હારા વૃધ્ધનું બોલવું એ કાનેજ નથી નાખતો. તેમ છતાં રાજકુમાર હોવાથી હું એને કંઇ કહી શકતો નથી. આપના ધાકને લઈને એને શિક્ષા પણ નથી કરી શકાતી." વિદ્યાગુરૂએ પોતાનો બચાવ કર્યો.

"એવાં ખોટાં બ્હાના નહી ચાલે. હું આજથી તમને પૂરેપૂરી છૂટ આપું છું, કે એને તમારે યોગ્ય શિક્ષા આપવી. મ્હારા સિવાય અન્ય કોઇને માટે ઈશ્વરનું સંબોધન એના મોઢામાંથી ન નીકળે એવી ચોકસાઈ રાખવી. આજ સાંજ સુધીમાં એના ભ્રમિત મગજને ઠેકાણે લાવી નાખો, અને સાંજે દરબારમાં એને લઇ હાજર થાવ. હું એની ત્યાંજ પરીક્ષા લેવા ઇચ્છું છું." જાવ, લઇ જાવ. હજુ એ નાદાન છે. હજુ એ કુમળું ઝાડ જેમ વાળવા માંગશો એમ વળશે,

પરન્તુ પછીથી બરડ થતાં એને ભાંગતાં વાર નહી લાગે.”

× × × × ×

પોતાના આસ્તિક પુત્ર **પ્રહ્લાદ**ને ગુરૂના સખ્ત ચોકીપ્હેરા નીચે શાળામાં સોંપી એ દૈત્યરાજ ત્યાંથી રવાના થયો. **પ્રહ્લાદ** ઉપર અતિશય પ્રેમ હોવા છતાં પણ તેના પિતાના ક્રોધથી ડરતા અધ્યાપકે તે પછી **પ્રહ્લાદ**ને સોટી લઇ ભણાવવા માંડયો. **પ્રહ્લાદ** પણ સમય વિચારી ડાહ્યો થઇ ગયો, અને માસ્તરે લખાવેલા તમામ મુખપાઠ ઝટ ઝટ કરી નાખ્યા.

અધ્યાપકના હૃદયમાં પૂરી એને માટે માન અને વ્હાલ છૂટયું. **પ્રહ્લાદ**ને પોતાની પાસે બોલાવી તેણે કહ્યું, “**પ્રહ્લાદ**! આજ સાંજના દરબારમાં ત્હારા પિતાની પાસે આવીજ હોંશિયારી બતાવજે. લે....જરા આ એકડીયાવાળા વિદ્યાર્થીઓને કક્કો બોલાવજે, એટલામાં હું જરા ઘેર જઈ હમણા પાછો આવી પ્હોંચું છું. જોજે, કોઇ તોફાન મસ્તી ન કરે.”

“તેને માટે બેફિકર રહો.”

અને જ્યાં મહેતાજીનો પગ શાળાની બ્હાર પડયો, ત્યાં તો **પ્રહ્લાદે** તમામ છોકરાઓને એક જગ્યાએ ભેળાં કરી તેમને ભણાવવા માંડયા. “ચાલો, પ્હેલાં બધાં છોકરાં પોતપોતાની પત્થરપાટી અને ચોપડી મૂકી દે.”

સર્વ છોકરાઓએ તેમ કર્યું. એટલે એણે કક્કો બોલાવવાની શરૂઆત કરી.

# કક્કો

કક્કો બોલો કમળાપતિ,
આપે સહુને જે સુમતિ.
પીવાં પાણી ખાવાં ધાન,
(ક) સરજે એજ કહ્નૈયો કા'ન.

ખખ્ખો એ ખગસ્વામી ઇશ,
નમીએ નિશદિન નામી શિષ.
રાત દિવસ જે લે સંભાળ,
(ખ) બધાં આપણે એના બાળ.

ગગ્ગા લે ગોવિન્દો નામ,
ભવના બંધન હરે તમામ.
આપે સહુને સંપત સુખ,
(ગ) કાપે દુઃખી દિલનાં દુઃખ.

ઘઘ્ઘો શ્રી. ઘનસ્યામ ગણાય,
ભણો ભકિતથી તોજ ભણાય.
પૂરે અંતરની અભિલાષ,
(ઘ) એના પર રાખો વિશ્વાસ.

ચચ્ચો એજ ચતુર્ભુજ થાય,
હૃદયકમળમાં રોજ લખાય.
સાચ્ચાં દીલથી જો લ્યો નામ,
(ચ) આપે તમને અવિચળ ધામ.

છછ્છો લખો છબિલો છેલ,
ફીટે તમારો મનનો મેલ.
ત્રિવિધ તાપ તનના ટળી જાય,
(છ) પાપ, શાપ, પળમાં બળી જાય.

જજ્જો જગતપિતા જગદીશ,
યાચો એની શુભ આશિષ.
સૃષ્ટિનો એ સરજનહાર,
(જ) જપો નિરંતર જગદાધાર.

ઝઝ્ઝો જન્મ-મરણનો ઝેરો,
મરી મરીને પાછા ફેરો.
જ્યાંથી આવે ને જ્યાં જાય,
(ઝ) જીવ ! જગ્યા એ તે કહેવાય.

ટટ્ટા ટાળે ત્રિવિધા તાપ,
લીલા એની અકળ અમાપ.
ત્રિભુવન વર્તે જેની આણ,
(ટ) એ ત્રિકમને અંતર જાણ.

ઠઠ્ઠા ઠાકોરજી કહેવાય,
સહુ જન જેને દર્શન જાય.
ત્રણે કાળના જ્ઞાતા તાત !
(ઠ) વન્દે આ બાળક અજ્ઞાત.

ડડ્ડા તું ડાકોરે દોડ,
દર્શન દે ત્યાં શ્રી રણછોડ.

શાણા સમજી કર સતસંગ,
(ડ) આત્માને પરમાત્મે રંગ.

ઢઢ્ઢા શ્રી દ્વારિકાધીશ,
જેણે કીધાં અમૃત વિષ.
જેને નામે પત્થર તરે,
(ઢ) આલમ આખી એને સ્મરે.

તત્તા તો તુળસીના નાથ,
સદા કરો એનો સંગાથ.
જે જે લે એનો આધાર,
(ત) તે તે પ્હોંચે પેલે પાર.

થથ્થા અનાથનો તું નાથ,
બાજી સઘળી ત્હારે હાથ.
હાર–જીતના દે જે દાવ,
(થ) એ ઇશ્વરને શિષ નમાવ.

દદ્દા નામ (તે) દયાભંડાર,
જન્મે તે જાયે એ દ્વાર.
રંક અગર હો મ્હોટો રાય !
(દ) એનો એકજ નિર્મળ ન્યાય.

ધધ્ધા દે ધરણીધર નામ,
શાને હારી બેઠો હામ ?

સંકટમાં એને સંભાર,
(ધ) નોધારાનો એ આધાર.

નન્નો મ્હારો નટવર શ્યામ,
અમરધામમાં લે આરામ.
લેપન છતાં કહે નિર્લેપ,
(ન) અણુઅણુમાં તો પણ એક.

પપ્પા પુરૂષોત્તમ પરમેશ,
પાળો સહુ એના આદેશ.
પ્રાણી માત્રના જીવનપ્રાણ,
(પ) એને ચરણકમળ નિર્વાણ.

ફફ્ફા તું ફળનો દેનાર,
ફણીધર રૂપ થઇ રે'નાર.
છે પાતાળે જેનું સ્થાન,
(ફ) એજ શેષ—અંશે ભગવાન.

બબ્બા એ બળવન્તા બાપ,
જપીએ નિશદિન એના જાપ.
સકળ વિશ્વમાં એનું રાજ,
(બ) ભક્તજનોની રાખે લાજ.

ભભ્ભા ભક્તાધીન ભગવાન,
આપે છે જે અવિચળ સ્થાન.

એ ભૂધરની ભકિત કરો,
(ભ) મન વાણીને કર્મે વરો.

મમ્મા માધવ કહે તે માન,
મળશે મન ઇચ્છિત વરદાન,
મધુસૂદનથી હોય ન વેર,
(મ) મુરલીધરની મેળવ મ્હેર.

યય્યા તાર્યું યાદવ કૂળ,
મામા કંસ નયનની શૂળ,
કૃષ્ણ કહ્નૈયા કા'ન પ્રમાણ,
(ય) ગોપ, ગોપી રાધાના પ્રાણ.

રર્રા શ્રી રામા રઘુવીર,
જેણે રોળ્યાં રાવણ—શીર.
ચૌદ લોકના એકજ તાત !
(ર) રમેશ ! રામાયણ—વિખ્યાત.

લલ્લા તું ભજ લક્ષ્મીકાન્ત,
ચંચળ ચિત્તને કરશે શાન્ત.
સંસારે પાળો સંન્યાસ,
(લ) કર્મ કરો, ફળની તજી આશ.

વવ્વા લીધું વામન રૂપ,
પાતાળે ચાંપ્યો બળિ–ભૂપ.
વરાહ, વિષ્ણુના અવતાર,
(વ) શ્રી વિઠ્ઠલનો જય જયકાર.

શશ્શા સ્વરૂપ સુન્દર શ્યામ,
શેષસાયી શ્રી શાલિગ્રામ.
કોઇ કહે શંકર કોઇ શિવ,
(શ)　અંશ ઇશ્વરી સહુમાં જીવ !

સસ્સા સંભારો સર્વેશ,
પાર ન જેનો પામે શેષ.
એજ સત્યનારાયણ દેવ,
(સ)　સુર, મુનિ, સંત કરે છે સેવ.

ષષ્ષા ષટ્શાસ્ત્રો તું વાંચ,
ષટ્ દર્શનમાં નિત્યે રાચ.
વેદ, ભાગવત, સ્મૃતિ, પુરાણ,
(ષ)　ગીતા, વચન, વિભુના જાણ.

હહ્હા વદજે શ્રી હરિ ૐ,
રણકો ગૂંજે રોમેરોમ.
જીવન-મંત્ર હો ! શ્રી જગદીશ,
(હ)　જીવન-ધ્યેય હો ! એકજ ઇશ.

ળ, ક્ષ, જ્ઞ ની ત્રિપૂટી થાય,
હરિ, હર, બ્રહ્મા એ કહેવાય.
ત્રિલોકને જેનો છે ભય,
(ળ, ક્ષ, જ્ઞ)　બોલો એનો જય ! જય ! જય !

પ્રહ્‌લાદે કેશવના નામની ધૂન મચાવી મૂકી. ત્યાં તો દૂરથી શિક્ષકને આવતાં એક શિષ્યે જોઇ લીધા. તેણે આવી પ્રહ્‌લાદને ખબર આપી. પ્રહ્‌લાદે સર્વ કોઇને પત્થર પાટી લઇ કક્કો ઘુંટવાનું ફરમાન કર્યું, અને જ્યાં ગુરૂદેવ આવી પહોંચ્યા ત્યાં તો બધા ચૂપચાપ !

"પ્રહ્‌લાદ !" ગુરૂએ આવતાંની સાથેજ એને ઉદ્દેશી કહ્યું, "ચાલ ! ત્હારા પિતાશ્રીએ ત્હને દરબારમાં બોલાવ્યો છે. જોજે, ત્યાં ત્હને કંઇ પૂછે, તો હોશિયારીથી જવાબ આપજે. મ્હારૂં નામ જાય નહી, એ..............."

"આપ બેફિકર રહો. ગુરુદેવ ! હુ બાપુને બહુજ વિચારપૂર્વક જવાબ આપીશ."

શિષ્યની પરીક્ષા આપવા શિક્ષક દરબારને રસ્તે ચાલવા માંડયા. રસ્તે ચાલતાં ચાલતાં પણ ગુરુદેવ બાળક પ્રહ્‌લાદને શું જવાબ આપવો ? કેમ બોલવું ? એજ વિષય સમજાવી રહ્યા હતા. જ્યારે દરબાર આવ્યો, અને પ્રતિહારે હિરણ્યકશ્યપની આજ્ઞા મેળવી, ત્યારે બન્ને ગુરૂ–શિષ્ય સભામાં દાખલ થયા.

"કેમ ? તમારા શિષ્યને તૈયાર કરીને લાવ્યા છો કે ?" સિંહાસને વિરાજેલાં રાક્ષસરાજે સવાલ કર્યો. :

"જી. હા નામદાર !"

પ્રહ્લાદ પિતાની સ્હામે દરબારની વચ્ચોવચ્ચ હાથ જોડીને ઉભો હતો. એમે એના પિતાએ પ્હેલવ્હેલો પ્રશ્ન કર્યો.

" ભાઇ ! શાળામાં તું શું શીખ્યો ? "

" પ્રભુનું નામ. "

" મૂર્ખ ! ફરી એનું એજ ! જોઉં, ઉઘાડ ત્હારી પોથી, અને વાંચ પાઠ પ્હેલો. "

" પિતાજી ! મ્હને તો બધાંય પાઠ મોઢે છે. "

" એટલે ? "

" એટલે એજ કે, હું જીવન-પોથી ભણ્યો છું. જુઓ, સાંભળો એનો પ્હેલો પાઠ........"

## આત્મા અને પરમાત્મા.



## પુષ્પઃ— ૧૪ મું.

### " અક્ષરજ્ઞાન કે ઇશ્વરજ્ઞાન ? "





"પિતાજી સાંભળો." પ્રહ્લાદે પોતાના પિતાને પોતાની પરીક્ષા આપવા માંડી.

" કોઇ એક સમયે એક સંસારથી કંટાળેલા બ્રાહ્મણનો એક સંતપુરૂષ સાથે ભેટો થયો. બ્રાહ્મણે પોતાનું દુઃખ એ પરોપકારી પુરૂષને જણાવતાં, એનો ઉપાય પૂછયો. પ્રત્યુત્તરમાં એ ઇશ્વરભકત સંન્યાસીએ એને ઇશ્વરને ઓળખતો થા, એના દર્શન થશે, તો ત્હારૂં તમામ દુઃખ-દારિદ્રય દૂર થશે." એવો ઉપદેશ આપ્યો.

પરન્તુ આ મૂર્ખ બ્રાહ્મણ એ મહાપુરૂષના મોંઘા શબ્દોનું મૂલ્ય ન આંકી શકયો. એ અણસમજુ બ્રાહ્મણ **"ઇશ્વર કયાં છે ? ઇશ્વર કયાં છે ? મ્હારે એમના દર્શન કરવા છે."** એમ બોલતો કંઇક મહા મુનીઓની મંડળીઓમાં, અને કંઇક સંતોના સમાગમમાં એને શોધી વળ્યો.

પ્રત્યેક એને પ્રભુને મળવાના ભિન્ન ભિન્ન માર્ગ બતાવવા લાગ્યા, તો વળી કોઇક એને દિવાનો સમજી હસવા પણ લાગ્યા.

છેવટે રવડી–રખડી અપાર જ્ઞાન અને વિદ્યા શીખીને પંડિત તથા જ્ઞાની થયેલો છતાં પણ ‘ ભણ્યો છતાં ગણ્યો નહી. ’ એવો વેદીયા ઢોરની દશામાં આથડતો એ વિદ્વાન વિપ્ર ઇશ્વરને મેળવવામાં નિરાશ થતાં આપઘાત કરવાને માટે એક નદીની અંદર પડયો.

પગ, પેટ, કમર, અને છેવટ ગળા સુધી પાણીમાં એ આગળ ધસ્યો ગયો. ડૂબી મરવાના નિશ્ચયે એણે છેલ્લી વખત પોતાની આંખો મીંચી દીધી. ત્યાં ભક્તવત્સલ ભગવાનને એ પામરની દયા આવી. તેઓએ એ બ્રાહ્મણને સત્ય રસ્તો બતાવવા મત્સ્યાવતાર ધારણ કર્યો.

બ્રાહ્મણ આંખો ઉઘાડી જેવો ડૂબકી મારવા જાય છે, તેવીજ તેની નજર તેના હાથ પાસે આવી પાણીની બ્હાર પોતાનુ મોઢું રાખી તરફડતી એવી એક માછલી ઉપર પડી. “ અરેરે ! આ શો ચમત્કાર ?” એ બ્રાહ્મણના મુખમાંથી આશ્ચર્યના ઉદ્દગાર સરી ગયા.

ત્યાં તો એ દૈવી માછલીને મનુષ્યવાચા થઇ. એ ત્રાહી ત્રાહી પોકારતી બોલી, “ ઓ પરોપકારી પંડિત ! હું અત્રે ગુંગળાઇ રહી છું. મ્હને અત્યંત તૃષા લાગી છે, તો કૃપા કરી થોડું પાણી પા. ”

બ્રાહ્મણ એની આ વિચિત્ર યાચના સાંભળી ચકિત થઇ ગયો. "તું આ શું બોલે છે ? આટઆટલા પાણીમાં રહ્યા છતાં તું પાણી માગે છે ? કેટલું અજબ !"

"ભલા ! પાણીમાં રહ્યા છતાં હું પાણી યાચું છું, એમાં ત્હને આશ્ચર્ય લાગે છે, ત્યારે તું સર્વવ્યાપી સરજનહારની સૃષ્ટિમાં રહ્યાં છતાં તેનેજ ખોળી રહ્યો છે, એ આશ્ચર્ય નથી લાગતું શું ?"

બ્રાહ્મણને કંઇક બ્રહ્મજ્ઞાન થયું. તે બોલ્યો, "તમે કોણ છો ? હે તૃષાતુર મત્સ્ય, તું બહિર્મુખ છે, (અર્થાત્ ત્હારૂં મોઢું પાણીની બ્હાર છે) તેને બદલે અંતર્મુખ થઇ જા. (અર્થાત્ મોઢું અંદર રાખ.) તો ત્હને પાણીજ પાણી મળશે."

"તો હે બહિર્મુખ બ્રાહ્મણ ! તું પણ ત્હારા આપેલા ઉપદેશ પ્રમાણે અંતર્મુખ થઇ જા. અર્થાત્ ત્હારામાંજ ઈશ્વર છે. તું તેને બ્હાર કયાં ઢુંઢે છે ? આત્માને ઓળખનો થા, એમાંજ પરમાત્મા છે."

એજ વખતે એ બ્રાહ્મણને જ્ઞાન થયું, અને એણે મત્સ્યાવતારમાં આવેલા સાક્ષાત ઇશ્વરને ઓળખ્યા, એના દર્શન કર્યા.

* * * * *

"પિતાજી !" આ દૃષ્ટાંત આપ્યા પછી **પ્રહ્‌લાદ** બોલ્યો, "આપને મ્હારા આ મુખપાઠમાં રસ પડે છે ને ?"

પરન્તુ હિરણ્યકશ્યપ શું બોલે ? પુત્રનો શબ્દેશબ્દ એના રોમેરોમમાં અગ્નિની જ્વાળા સળગાવતો હતો. જ્યારે તેનો ક્રોધ છેલ્લી હદ વટાવી ગયો, ત્યારે તે સિંહાસન ઉપરથી એકદમ નીચે કૂદી પડયો. **પ્રહ્‌લાદને** ગરદનમાંથી પકડી તે ગર્જ્યો, "ઓ બેવકૂફ પુત્ર ! બતાવ, બતાવ, કયાં છે ત્હારો એ પરગજુ અને પરોપકારી પરમાત્મા ?".

"પિતાજી !' **પ્રહ્‌લાદે** શાન્તિથી જવાબ આપ્યો. **"આત્મા એજ પરમાત્મા."**

"તો હું પણ ત્હારા એ **પરમાત્માને** જોવા માગું છું. પ્રતિહાર !"

"જી....મહારાજ !"

"આ હઠીલા અને જીદ્દી યુવરાજને એના મગજમાંથી ઈશ્વરનું ભુત ન નીકળે ત્યાં સુધી હાથ પગ બાંધી અંધારા કેદખાનામાં પૂરો. ખબરદાર ! કોઇએ પણ મ્હારી રજા વગર એને ખાવાને અન્ન કે પીવાને પાણી આપ્યું તો ! જાવ, લઇ જાવ. પૂરતો પ્હેરો રાખજો, સાવધ રહેજો. નહી તો...."

**પ્રહ્‌લાદને** તાબડતોબ હાથ પગમાં બેડી નાખી એ પાપાત્માના માણસો લઈ ગયા. તે પછી એક ખુણામાં લપાઈ ઉભેલા અને થર્ થર્ ધ્રુજતા તેના **શિક્ષકનો** વારો આવ્યો.

"કમબખ્ત પાજી! આવું ભણાવ્યું? આવું શીખવ્યું? આ તે **અક્ષરજ્ઞાન કે ઇશ્વરજ્ઞાન ?"**

"એમાં....મ્હારો....મ્હારો....મહારાજ !....મુદ્દલ વાંક ....નથી...." બાપડો ગરીબ શિક્ષક એના ક્રોધમાંથી ઉગરવા હાથે પગે લાગવા મંડયો.

"બસ, ત્હેંજ મ્હારા કુમારને અવળે રસ્તે ચઢાવી દીધો છે. એની આ ઇશ્વરઘેલછાને માટે તુંજ જવાબદાર છે, અને તેનો બદલો........"

હિરણ્યકશ્યપ એનું માથું ધડથી જુદું કરવા ખુલ્લા ખડ્ગે એના ઉપર ધસ્યો. એ નિર્દોષ બ્રાહ્મણના મુખમાંથી એ વેળા "ઓ પ્રભુ!" એ ઉદ્દગાર નીકળી ગયો.

ત્યાંજ સભામાં એક પ્રચંડ અવાજ થયો. સભાની વચ્ચોવચ્ચ એક બે ફૂટ ચોરસ ખાડો પડી ગયો. એમાં પેલો નિર્દોષ શિક્ષક સમાઇ–ઉતરી ગયો. થોડી વાર સુધી એ દિવ્ય ઓજસે બધાની આંખો બંધ કરી દીધી, આંજી નાખી.

જ્યારે એ અંજાયલી આંખો ઉપરથી ચમત્કારિક તેજપુંજનું આવરણ દૂર થયું, ત્યારે સહુ કોઇ એક એકના મોઢા તરફ જોઇ રહ્યાં! ન મળે બ્રાહ્મણ! કે ન મળે એ ખાડો! કેવળ પુનઃ અગાઉની માફક મૂર્છિત દશામાં પડેલો હિરણ્યકશ્યપ!

**જેને રામ રાખે તેને કોણ ચાખે?**

## પુષ્પઃ— ૧૫ મું.

### " પ્રભુના નામ પર "



જે વખતે પ્રહ્‌લાદને કારાગૃહવાસની સજા થઇ, તે વખતે શ્યામલતા રંગમ્હેલમાં નિદ્રાધીન થઇ ગઇ હતી. એક દાસીએ આવી એને જગાડી.

" બા ! બા !........"

હાંફળી ફાંફળી આંખો ચોળતી ઉઠેલી રાણીએ પૂછ્યું, " શું છે ? "

" ભાઇને બાપુએ કારાગૃહમાં પૂર્યો. "

" શું ! મ્હારા પ્રહ્‌લાદને ? "

એ બ્હાવરી બનેલી પ્રેમાળ માતા પોતાનું શરીર-ભાન ભુલી ગઇ. પડતી આખડતી એ પુત્રઘેલી માતા પોતાના પતિના ખંડમાં એકદમ ધસી ગઇ. જ્યાં હિરણ્યકશ્યપ એકલો બેસી કંઇક ગૂઢ વિચાર કરી રહ્યો હતો.

" ક્યાં છે ? ક્યાં છે ? મ્હારી એ આંખોની કીકી ! નાથ ! સ્વામીનાથ ! મ્હારા પુત્રને તમે ક્યાં છૂપાવ્યો છે ? " અવિરત અશ્રુધારા જેના નેત્રમાંથી સરે છે, એવી રાણી **શ્યામલતા**એ ગદ્ગદ્ કંઠે બોલતાં પતિદેવના ચરણો પકડી લીધા.

" રાણી ! જો ત્હને ત્હારો પુત્ર વ્હાલો હોય, તો પછી તું એને મ્હને પોતાને ઈશ્વિર તરીકે માનવા કેમ નથી સમજાવતી ? "

" પ્રભુ ! સ્ત્રીનો પરમાત્મા પતિ હોવાથી હું આપને ઈશ્વિર માનું તો મ્હારો એ ધર્મ છે, પરન્તુ પુત્ર પોતાના પિતાને સૃષ્ટિકર્તા જગદીશ માનવાને બંધાયલો ન હોવાથી એનો એ અપરાધી નથી. "

" તો પછી, જો તું ત્હારા પતિને, મ્હને પોતાનેજ ત્હારો પ્રભુ સમજતી હોય, તો હું ત્હને આજ્ઞા કરૂં છું, કે મ્હારી આજ્ઞાનું ઉલ્લંઘન કરનાર, મ્હારૂં કહ્યું ન કરનાર, એ પિતૃદ્રોહી પુત્રના પ્રેમનો ત્યાગ કર. "

" એ કેમ બને ? "

" તો પછી પતિવ્રતા અને સતી હોવાના મિથ્યા અભિમાન શા માટે ? "

" આ તો ધર્મસંકટ ! એક બાજુ પતિની આજ્ઞાનું પાલન ! જ્યારે બીજી બાજુ પુત્રપ્રેમ ! પ્રભુ ! મ્હારે આમાં શો રસ્તો લેવો ? "

" ત્હારા પુત્રને સમજાવ. "

"જરૂર, મ્હારા નાથ ! મ્હને એની પાસે લઇ જાવ. હું એને મ્હારાથી બને એટલા ઉપાયે સમજાવી જોઇશ. મ્હને વિશ્વાસ છે, કે મ્હારો પ્રહ્લાદ એની માતાનું માન અવશ્ય રાખશે, એનો શબ્દ પાછો નહીજ ઠેલે......."

"ભલે.......તો ચાલ........."

*  *  *  *  *

સારી સ્હવારનો એ બાપડો આજ ભુખ્યો હતો. ક્ષુધા–તૃષાના દુઃખ જેણે સ્વપ્ને પણ નહી કલ્પેલાં, તે આજ અંધારી કોટડીમાં ઉપવાસના અનુભવ સેવી રહ્યો હતો. અંધારૂં, અને ભુખતરસનું દુઃખ એની ઇશ્વર ઉપરની આસ્થામાંથી એને ડગમગાવવા—ચળાવવાની અણી ઉપર હતું, ત્યાં તો એને એક અદ્‌ભુત પ્રકાશ દેખાયો. એ પ્રકાશમાં એણે ગુરૂદેવ ગોરા કુંભારની દિવ્ય છાયામૂર્તિ જોઇ. પ્રહ્લાદે એમને હાથ જોડયા. એના કાનમાં ફરી ભણકાર થયો, "બેટા ! શ્રદ્ધા રાખ, વિશ્વાસ રાખ."

બીજીજ પળે એક ભોજનથાળ અંતરીક્ષથી ઉતરી પ્રહ્લાદની પાસે આવી પડયો. પ્રહ્લાદની આંખોમાં હર્ષના પાણી ઉભરાયાં. ઇશ્વર ઉપરની એની ભક્તિ અને શ્રદ્ધામાં હવે બેવડો વધારો થયો, અને જ્યાં એ અમૃત ભોજનનો એકજ કોળીઓ એ પ્રભુભક્ત ભરે, ત્યાં તો આ દિવ્ય દ્રશ્ય દ્વાર પાસે ઉભા રહી જોઇ રહેલાં એના માતાપિતા એની પાસે આવી ઉભા.

ઉભયને પ્રણામ કરતાં પુત્રે પિતાને ઉદ્દેશી કહ્યું, "પિતાજી ! જુઓ આ ઈશ્વરકૃપાનું ફળ !"

"એ ઈશ્વરકૃપાનું ફળ નહી, પરન્તુ કોઈ ફૂટેલા રાજ્યદ્રોહીનુંજ કારસ્થાન છે."

"બાપૂ ! કમળાવાળો સર્વત્ર પીળુંજ જુએ છે. પણ બા ! તું શું જોઇ શકે છે ?"

"ભાઈ ! હું ત્હને શું કહું ? ત્હને જોવા, ત્હારા દર્શન કરવાનેજ હું........" માતા પુત્ર ભીની આંખે અને ગળગળે સાદે એકએકને ભેટી પડયાં.

"ભાઈ ! ત્હારી જનેતાની એક ઇચ્છાને માન આપશે ?"

"બા ! ત્હારી એ ઇચ્છા શી છે ?"

"ભાઇ ! માબાપની આજ્ઞા પાળવી એ પુત્રનો ધર્મ છે, એમ તું નથી માનતો ?"

"પરન્તુ બા ! એ પિતાના પણ પિતા સાક્ષાત્ શ્રી પરમાત્માની આજ્ઞા પાળવી એ તો મનુષ્ય માત્રનો ધર્મ છે."

"હજુ ત્હારૂં એ ઇશ્વરી–ઘમંડ નથી ગયું, કેમ ?" હિરણ્યકશ્યપ લાલચોળ નેત્રે બોલ્યો.

"એ તો જ્યાં સુધી આ શરિરમાં પ્રાણ છે, ત્યાં સુધી એનો સંબંધ રહેવાનોજ. આ પ્રહ્લાદને એનાથી જુદો પાડવાની કોઇનામાં શકિત નથી."

" એમ ? "

" બાપૂ ! મ્હારા **પ્રભુનો** ચમત્કાર ત્રણ ત્રણ વાર નિહાળ્યો, છતાંય વ્યર્થ અભિમાન ? "

" તો લે....ત્હારા **પ્રભુને** મ્હારી આ શક્તિની સ્હામે થવા બોલાવ. "

માયાવી રાક્ષસે પોતાના માયાબળે એક ભયંકર સર્પ ઉત્પન્ન કર્યો. **પ્ર**હ્લાદને ડંશ દઇ મારી નાખવા તે તેણે તેના ગળામાં નાખ્યો. **શ્યા**મલતાએ તો એજ ઘડીએ એક ભયંકર ચિચિયારી પાડી પોતાની આંખો મીંચી દીધી. હિરણ્યકશ્યપના હાથમાંથી છટકી એ પુત્રવત્સલ મા પોતાના સર્પયુક્ત પુત્રની કોટે બાઝી પડી.

" બેટા !......."

" બા ! **પ્રભુના નામ પર** વિશ્વાસ રાખી ઝૂકનારને **પ્ર**ભુ કદી નહી ભૂલે. "

બરાબર એજ વખતે હિરણ્યકશ્યપ પૂરી એક વાર પેલા દિવ્ય તેજથી અંજાઈ ગયો. જ્યારે આંખો મીંચી સ્વસ્થ ચિત્તે બેઠેલા પરમ ભક્ત **પ્ર**હ્લાદના ગળામાં **ફણીધર ને બદલે ફૂલનો હાર** પડેલો **શ્યા**મલતાએ જોયો.

" **પ્રભુના નામ પર !** " બોલતાં **પ્ર**હ્લાદે એ દિવ્ય પ્રકાશને એ ફૂલડાના ફૂલો ચૂંટી વધાવ્યો.

એકી સાથે બબ્બે ચમત્કારો જોયાથી **શ્યામલતાને** પોતાના પુત્રની અગાધ ભકિતની ખાત્રી થઈ. **પ્રહ્લાદનો** વાંકો વાળ કરવાની કોઈનામાં શકિત નથી, એમ સમજી ગએલી પતિવ્રતા હવે પોતાના પતિ પ્રતિ ફરી, “ નાથ ! ઇશ્વરના અસ્તિત્વ માટે હવે તમને આથી વિશેષ શી ખાત્રી જોઇએ છે ?”

“ ચૂપ કર, દુષ્ટા ! આ બધાં કારસ્થાન ત્હારાંજ છે. હમણા ત્હને અને એને બંનેને બરાબર...........” બોલતો હિરણ્યકશ્યપ દ્વાર તરફ ફર્યો, “ અરે ! કોણ છે હાજર ? ”

“ જી....મહારાજ ! ” પ્રચંડકાય બે સેવકો ત્યાં આવી ઉભા રહ્યા.

“ આ બેવફા રાણીને એના રંગમ્હેલમાં નજરકેદ કરો, અને આ હરામખોરને લઇ જઇ દરબારના ચોગાનમાં સર્વ કોઇ જુએ એમ હાથીના પગ નીચે કચડી નાખો. ”

માતા–પુત્રને લંઇ શિક્ષા અમલમાં મૂકવા એ ચિઠ્ઠીના ચાકરો ત્યાંથી ચાલતા થયા. જ્યારે હિરણ્યકશ્યપ પણ “ જોઉં છું કે હવે એને કોણ બચાવે છે ? ” એમ સ્વગત બુમરાણ કરતો પોતાના એકાન્ત ભુવન પ્રતિ ચાલતો થયો.

**કહેવત છે, કે હાર્યો જુગારી બમણું રમે**



## પુષ્પઃ— ૧૬ મું.

### " સત્યાગ્રહ. "





પ્રહ્‌લાદના દુરાગ્રહથી બળીને ખાખ થઈ ગએલો, અને પોતાની નાસીપાસીથી શરમિન્દો બનેલો એ અસૂરરાજ અત્યારે પોતાના એકાન્ત ભુવનમાં પોતાના સમર્થ ગુરુદેવ શુક્રાચાર્યની સલાહ લઇ રહ્યો હતો. ત્યાં તો એક દૂતે આવી તેને સ્નાન સમાચાર સંભળાવ્યા.

" કૃપાનાથ ! આપના માનીતા હાથીએ યુવરાજને છૂંદવાને બદલે ચોગાનમાં તમાસો જોવાને એકઠા થયેલાં આપણાજ અંગરક્ષકો અને સૈનિકોને ઘાયલ કર્યાં છે. છેવટે નિરૂપાયે અમારે એને ઠાર કરવો પડયો છે. "

" અને યુવરાજ ? "

" યુવરાજ અમારા કબજામાં સહીસલામત છે. "

"તો જાવ, એને એકદમ ઉંચી ટેકરી ઉપરથી સમુદ્રના અગાધ જળમાં ફેંકી દયો." ગુરુ શુક્રાચાર્ય આ વેળા બોલી ઉઠયા.

"જેવી આજ્ઞા."

*    *    *    *

આખું નગર એ પર્વતની તળેટી પાસે આજ જોવાને ઉલટેલું હતું. કેવળ એક અભાગીની રાજમાતાનેજ એ સદ્ભાગ્ય ન્હોતું પ્રાપ્ત થયું. એ બાપડી પોતાના આવાસમાં એકલી અટૂલી નજરકેદ હતી.

યોગ્ય સમયે ગુરુ શુક્રાચાર્યને લઈ હિરણ્યકશ્યપ ત્યાં આવી પ્હોંચ્યો. પ્રહ્લાદને પણ નીચે ગબડાવી દેવાને હાથ પગ બાંધી ત્યાં આણવામાં આવ્યો. આ નિષ્ઠુર સજા કરતાં પ્હેલાં છેલ્લી વારને માટે ગુરુ શુક્રાચાર્યે તેને તેના પિતા તરફથી પૂછ્યું, "પ્રહ્લાદ ! હજુ પણ માન, ઇશ્વરનો ઉન્માદ છોડી દઇ, નાહક હેરાન થતો ઉગર."

**"શુદ્ધ પ્રેમ અને સાચી પ્રભુભક્તિની કસોટી આજ રીતે થાય છે. શ્રી હરિનો માર્ગ શૂરાનો છે, ત્યાં કાયરનું કામ નથી. સંકટ અને સીતમ સહ્યા વિના સ્નેહ, શૌર્ય અને શ્રદ્ધાની કિંમત થઈ શકતી નથી. ગુરુદેવ ! સુખમાં તો સહુ કોઈ ટેક નિભાવે, એમાં નવું શું ? પરન્તુ સાચો પ્રભુનો ભક્ત તો**

**તેજ, કે જે દુઃખના દરિયામાં ઝંપલાવતાં પણ પોતાની પ્રતિજ્ઞા ન છોડે.** પ્રહ્‌લાદ કાયર નથી વીર છે, ચંચળ નહી પણ અડગ છે, એને ઈશ્વરમાં આસ્થા છે, એના ઇશ્વરની એને ઓથ છે. **એ**ની ઇચ્છા વિના એના ભકતનો વાંકો વાળ પણ કરવાની કોઇનામાં તાકાત નથી. "

"તો એ તાકાતનું ભાન ત્હને હમણાંજ થશે. શૂરવીરો ! ફેંકી દયો એને." **હિરણ્યકશ્યપે** હવે ધીરજ અને સહનશીલતા ખોઇ નાખી.

"**પ્ર**હ્‌લાદ ! **પ્ર**હ્‌લાદ ! આ દુરાગ્રહ શા માટે ?" ગુરૂ **શુ**ક્રાચાર્ય એને સમજાવવા લાગ્યા.

"ગુરુદેવ ! દુરાગ્રહ મ્હારો નહી, પરન્તુ તમારો છે. પરન્તુ યાદ રાખો, કે મ્હારા **સત્યાગ્રહની** ઢાલ ઉપર તમારા દુરાગ્રહની તરવારોના એકેએક ઘા આજે, અને હવે પછી પણ નકકામાજ જશે."

"ગુરુદેવ ! એ પત્થર ઉપર પાણી રેડવાથી કશો ફાયદો થનાર નથી, એને મરવાજ દયો. સેવકો ! ચાલો.... જલ્દી કરો."

એક બે અને ત્રણ ક્ષણ થાય, પાપણ એક વખત દેવાય ને ઉઘડે એટલા વખતમાં એ ઉંચી ટેકરી ઉપરથી એ ભીષણ દ્રશ્ય અલોપ થઇ ગયું. કેવળ પાણીમાં એક જબરજસ્ત પડઘો પડયો. એમાં પણ એ શૂરા શહીદની, એ સત્યાગ્રહી વીરની એજ **સત્યાગ્રહ**ની જયગર્જના હતી.

જેવો **પ્રહ્લાદને** નીચે ફેંકવામાં આવ્યો, તેવોજ એ નીચેના સમુદ્રના પાણીમાં એક અજબ ચમત્કાર થયો. જળમાં જળદેવ રૂપે રહેતાં ભકતવત્સલ **ભ**ગવાન એની વ્હારે દોડી આવ્યાં. **પરમ ભકત પ્રહ્લાદને પ્રભુએ** આંચ સરખી ન આવે એમ પોતાના બન્ને હાથો ઉપર અદ્ધર ઝીલી લીધો.

પછી એનું શું થયું ? જ્યારે એ ભકત–હૃદયની આંખો ઉઘડી, ત્યારે એણે પોતાને પોતાના મ્હેલમાં સૂતેલો જોયો. એની પ્રેમાળ માતા એને શરીરે હાથ ફેરવી રહી હતી.

" બા ! હું કયાં છું ? "

" ભાઈ ! તું આપણા મહેલમાં છે. "

" મ્હને તો પિતાજીએ ટેકરી ઉપરથી ગબડાવી દીધો હતોને ? "

" પણ બેટા ! અત્યારે તો હું ત્હને અહીંજ જોઉં છું."

" એ શું હશે ? બા ! "

" ભાઈ ! એજ ઈશ્વરની અકળ લીલા ! "

" વાહ્ ! **પ્રભુ** ! વાહ્ ! "

માતા–પુત્ર બન્નેએ એ ભકતવત્સલ **ભગવાનને** મસ્તક ઝૂકાવ્યાં.

**કહો, શ્રદ્ધા અને ભક્તિ શું ન કરી શકે ?**



## પુષ્પઃ— ૧૭ મું.

### "ઇશ્વર ક્યાં છે ?"



### ઈશ્વરેચ્છા બલિયસી !



"ગુરૂદેવ ! પ્રહ્‌લાદ પુનઃ બચી ગયો. હવે શો ઉપાય ?"

"કેવી રીતે ?"

"તે કોઇ કહી શકતું નથી, કિન્તુ આજ તેને તેની માતા સાથે મહેલમાં બેઠેલો મ્હેં મ્હારી સગ્ગી આંખોએ જોયો."

પ્રહ્‌લાદનો નાશ કરવાના પોતાના પ્રત્યેક પ્રયત્નમાં પરાજીત થયેલો હિરણ્યકશ્યપ ગુરુ શુક્રાચાર્યની પાસે આ સંદેશ સંભળાવતો નીચે મોઢે બેઠો હતો. દૈત્યોના ગુરુ શુક્રાચાર્યે થોડી વાર વિચાર કર્યો. પછી તેઓ બોલ્યા, "રાજન્ ! ત્હારી ભગીની ઢુંઢાને બોલાવ."

"જેવી આજ્ઞા."

રાજઆજ્ઞા થતાંજ એક દૂત હિરણ્યકશ્યપની રાક્ષસી વૃત્તિવાળી ભગીની ઢુંઢાને બોલાવવા દોડયો. થોડી વારમાં

એ વિકાળવેશી અને કદાવર બાંધાની દૈત્યકન્યા ત્યાં આવી ઉભી રહી. એણે ભાઇને અને ગુરૂદેવને પ્રણામ કર્યાં.

"ઢુંઢા !" શુક્રાચાર્ય તેની તરફ જોઈ બોલ્યા, "આજ હું ત્હને એક મહાભારત કાર્ય સોંપવા માગું છું."

"ખુશીથી સોંપો."

"પ્રહ્લાદનો નાશ કરવામાં ત્હારો ભાઈ નાશીપાસ અને નાહિંમત બન્યો છે. એ બાળક ત્હારા ભાઇના કટ્ટા દુશ્મન કૃષ્ણનો પૂજારી હોઇ, એને લીધેજ એનો પરાજય અને મ્હાત છે. બોલ ! તું ત્હારા ભાઈને બચાવવા તેની આ એક માત્ર ચિન્તાને દૂર કરવા તૈયાર છે ?"

"અત્યારે, આજ્ઞા કરો, એટલીજ વાર."

"તો સાંભળ. અત્યારે પ્રહ્લાદ એની માતાની પાસે નિદ્રા લઇ રહ્યો છે. એના પડખામાંથી એને માયાવરણથી મુર્છાંગત કરી અત્રે ઉપાડી લાવ. હું આપણા ગુપ્ત આવાસમાં એક જબરજસ્ત કાષ્ટચિતા તૈયાર કરાવું છું. તું ત્હારી અમરચુંદડી ઓઢી એને લઇ એ ચિતામાં પ્રવેશ કરજે. ત્હારી અમરચુંદડીને લઇને ત્હને આંચ આવનાર નથી, જ્યારે પ્રહ્લાદ એમાં બળીને ખાખ થઈ જશે. કેમ રાજન્ ! મ્હારી વાત તમારા ધ્યાનમાં ઉતરે છે ?"

"ગુરૂદેવ ! આપની આ યુકિત અત્યુત્તમ છે."

"તો, જા...હવે જલ્દી કર. રાત્રિ વીતી જાય તે પહેલાં આપણું આ કાર્ય પૂર્ણ થઇ જવું જોઇએ. રાજન્! ચાલો, આપણે ચિતાના પ્રબંધમાં લાગીએ."

અને પછી એ નિશાચરો પોતપોતાનું કાર્ય સાધવા ચાલતા થયા.

ઢુંઢા પ્રહ્લાદને લેવા મહારાણી **શ્યામ**લતાના શયન-ખંડમાં આવી પહોંચી. યુવાન પુત્ર માતાની પાસે નિશ્ચિંત હૃદયે સૂતો હતો. પોતાના પુત્રને પોતાના પડખામાંથી કોઇ પુનઃ ન દૂર કરે, એ માટે માતા પણ તેના શરીર ઉપર પોતાના પ્રેમાળ હાથ નાખી સૂતી હતી. બંને ભર ઉંઘમાં પડેલાં હતાં. એક ક્ષણ તો પ્રહ્લાદના એ પ્રફુલ્લ અને તેજોમય વદનકમળ તરફ ઢુંઢા જોઇ રહી. તેના પાષાણ હૃદયમાં પલકને માટે દયાનો અંકૂર ફૂટ્યો. પરન્તુ બીજીજ પળે ક્રુર ભાઇની આજ્ઞાનો ભણકાર તેના કાનમાં થયો. પોતાની રાક્ષસી માયાજાળથી પ્રહ્લાદને ગાઢ ઘારણમાં નાખી એણે ઉપાડ્યો.

એક ડગલું આગળ ભર્યું, ત્યાં તો "પોતાના પુત્રને પતિના ભયંકર રાક્ષસ સેવકો ઉપાડી જાય છે." એવા ભયંકર સ્વપ્નમાંથી રાણી **શ્યામ**લતા જાગી ઉઠી. તેના ભય-વિહ્વલ મુખમાંથી "ક્યાં છે? ક્યાં છે? મ્હારો પ્રહ્લાદ!" એટલાં શબ્દો બ્હાર પડ્યા.

ઢુંઢા સ્હેજ સ્થંભી ગઇ, અને જ્યાં સ્વપ્નને સાક્ષાત્ કારની દૃષ્ટિએ રાણી **શ્યામ**લતાએ જોયું, ત્યારે તો તેના શોક અને કલ્પાંતનો પારજ રહ્યો નહી.

"તમે....તમે....મ્હારા પ્રહ્લાદને, મ્હારા નેત્રોની કીકીને ક્યાં લઇ જાવ છો?"

"એનું ઇશ્વરોચ્ચાર કરતું મોઢું સદાને માટે બંધ કરી દેવા."

એટલું કહી એ પ્રચંડકાય રાક્ષસણી ત્યાંથી ઝપાટાબંધ દોડી ગઇ. જ્યારે "હા પુત્ર! મ્હારા પ્રહ્લાદ! ભાઈ! તું ક્યાં છે?" કહેતી પુત્રપ્રેમમાં પાગલ બનેલી અને ચોધાર આંસુએ હૃદયભેદક કલ્પાંત કરતી એ હતભાગ્ય માતા દીવાની દશામાં એની પૂંઠે દોડી.

"ઉભા રહો, ઉભા રહો, મ્હને મ્હારા એ પ્યારા પુત્રને ગાલે ફક્ત એક ચુમી....છેલ્લી ચુમી....ભરી લેવા દયો."

* * * *

**ઢુંઢા પ્રહ્**લાદને લઈ આવી પ્હોંચે, તે અગાઉ તો એ ગુપ્ત અંધારા આવાસમાં હિરણ્યકશ્યપે ભયંકર કાષ્ટ ચિતા તૈયાર કરી નાખી હતી. ભાઈ હવે કાગને ડોળે બ્હેનની વાટ જોઇ રહ્યો હતો. ત્યાં તો ઢુંઢા આવી. દૂરથી જ શાન્તિનો ભંગ કરતાં રાક્ષસરાજે અધીરે હૈયે પ્રશ્ન કર્યો, "કોણ? ઢુંઢા!"

